આજે યુરોપને પ્રવાસે જઇ શકે છે પણ એ પ્રવાસપ્રિય રાજવીને સ્વદેશ જોવાના કોડ છે. પોતે યુવરાજપદે હતા ત્યારથી ભારતવર્ષની યાત્રા શરૂ કરી હતી અને આજે સમગ્ર ભારતવર્ષનો પ્રવાસ ક્રમે ક્રમે મોટરદ્વારા કરવાની વિચારણા એ ધીરગંભીર રાજવીને દિલે વસી રહેલી છે.

પ્રવાસ કરવો એટલે માત્ર જુદાં જુદાં સ્થળોએ જઇ આવવું એમ નહિ પણ જુદી જુદી રાજસંસ્થા, પ્રાંત-પ્રાંતની પ્રજાસંસ્થા, દેશદેશના હુન્નર ઉદ્યોગો, સ્થળે સ્થળના રીતરીવાજો તથા રહેણીકરણી અને વિધવિધ કલાકારોની કલાનો ખ્યાલ આવે એ દષ્ટિબિંદુ આ પ્રગતિ-પ્રિય રાજવીના પ્રવાસમાં અગ્રસ્થાને છે. પોતે પોતાના રાજ્ય માટે આમાંથી શું શું ઉપયોગી થઇ પડશે અને કેટલું શકય છે એનો વિચાર કરી આ પ્રવાસના અનુભવ જીવનમાં ઉતારવાના અભિલાષ સદૈવ સેવી રહ્યા છે અને આજનું ૧૯૩૬નું વડીઆ જોઇ જનારને જરૂર દેખાશે કે એમના દિલના એ અભિલાષ અમલમાં મૂકાતા જ જાય છે.

આ આખુંયે પુસ્તક દરબારશ્રીની એક પ્રવાસીમાં જોઇએ તેવી અભ્યાસી દ્રષ્ટિની સરસ સાક્ષી પુરે છે દરબારશ્રીની લેખનશૈલી સરળ, મીઠી અને માર્મિક છે. પ્રવાસ સાહિત્યના અભ્યાસીને જરૂર આ પુસ્તકમાંથી જોઇતી સર્વ પ્રકારની સામગ્રી મળી રહેશે. તેમાંય જે વખતે મોટરના પ્રવાસની ઉષા આર્યાવર્તમાં ઉગતી આવે

છે એ વખતે આ પુસ્તક મોટરદ્વારા પ્રવાસ કરનારને અતિ માર્ગદર્શક અને ઉપયોગી થઈ પડશે.

દરબારશ્રીના પ્રાઈવેટ સેક્રેટરી શ્રી રામભાઇ પટગીરે લીધેલા આ પ્રવાસને લગતા ફોટાઓ આ પુસ્તકને સરસ રીતે સચિત્ર બનાવે છે એટલું જ નહિ પણ પ્રવાસીને જુદા જુદા સ્થળોનો પરિચય કરાવવામાં પણ બહુ ઉપયોગી થઇ પડે તેમ છે. આપણા જાણીતા યુવાન કાઠિયાવાડી ચિત્રકાર ભાઇ કલાબ્ધિએ આ પુસ્તકનાં પુંઠાનું દ્વિરંગી ચિત્ર એમની ચિત્રકળાને શોભાવે તેવું કર્યું છે આ પુસ્તકને આ રીતે સચિત્ર બનાવવા માટે શ્રી રામભાઇ પટગીરના તથા શ્રી કલાબ્ધિના અમે ઋણી થયા છીએ.

'શારદા પુસ્તક પ્રકાશન વિભાગ' તરફથી આ પુસ્તક પ્રગટ કરવાની કૃપા દર્શાવવા માટે દરબારશ્રી સુરગવાળા સાહેબના અમે આભારી થયા છીએ.

અમારી શ્રદ્ધા છે કે વડીઆના આ પ્રજાપ્રિય રાજવી હવે પછીના પ્રવાસને લગતું પુસ્તક તૈયાર કરી ગુજરાતી ભાષાના પ્રવાસ સાહિત્યને સમૃદ્ધ બનાવશે.

**પ્રકાશક**

# કાઠિયાવાડથી કન્યાકુમારી

તા. ૮ ફેબ્રુઆરી સ. ૧૯૩૫

સવારના ૬ વાગ્યે વડીયાથી મોટર રસ્તે હિંદુસ્તાનનાં કેટલાંક સ્થળો જોવા રવાના થયા રાજકોટ, વઢવાણ, લખતર, પીઠલગઢ, થઇને કસ્ટમ નાકે સાંજના પાચ વાગે પહોંચ્યાં. ત્યાં કસ્ટમ કારકુને મોટરના એન્જીન નંબર જોઇ નોંધ કરી લીધી, અને આગળ જવાની પરવાનગી આપી. વીરમગામ, સાણંદ થઇ રાતના આઠ વાગે અમદાવાદ પહોચ્યા.

તા. ૯–૨–૧૯૩૫

સવારમા અમદાવાદ શહેર જોયું. અને બપોરે જમીને પરવાર્યા બાદ બે વાગે ડાકોરજી જવા રવાના થયા અમારી સાથે બે મોટર અને ૧ ખટારો હતાં. 'કુલ

બધા મળી સોળ માણસો, ડાકોરજી સાંજના પાંચેક વાગે પહોંચી ગયા. આ સ્થાન તીર્થક્ષેત્ર તરીકે ખુબ પ્રસિદ્ધ છે. અહીં રણછોડરાયજીનું મંદિર મુખ્ય છે, ત્યાં દર્શન કર્યાં. મૂર્તિ દ્વારકાનાથજીની મૂર્તિ જેવી જ છે. અહીંનું મંદિર ભવ્ય અને વિશાળ છે. પાસે જ ગોમતી સરોવર છે. તે જોઇ લક્ષ્મીભૂવન ધર્મશાળામાં રાત પસાર કરી.

તા. ૧૦–૨–૧૯૩૫

સવારમાં સાતેક વાગે ડાકોરજીથી રવાના થયા. ૧૦ થી ૧૫ માઇલ ચાલ્યા મહિ નદી આવી. અહીં મોટરો વિગેરેને પસાર થવા એક બેઠો પુલ બાંધેલો છે. નદીનો પટ એકાદ માઇલ પહોળો હશે. અહીંનું કુદરતી સૌંદર્ય ખુબ સુંદર છે. દસેક વાગે ગોધરા કેમ્પ આવ્યા. અને બાર વાગે દાહોદ પહોચ્યા. ગોધરા અને દાહોદ વચ્ચેનું સૃષ્ટી સૌંદર્ય ખુબ સુંદર હતું. જ્યાં નજર કરો ત્યાં જંગલ જ દેખાય. સાગ અને બીજી અનેક જાતનાં ઝાડો ઉપરાંત સડક પણ બહુજ સારી હતી. અહીં દાહોદ એએક કલાક રોકાઇ ગયા. જમી પરવારી ત્રણેક વાગે રવાના થયા. અલીરાજપુરની સડક ઉપર પાંત્રીસેક માઇલ આવ્યા બાદ ઘોડાજોબટનો રસ્તો લીધો. અહીંની હદમાં નવી સડક બંધાય છે. જેથી પાસેના ગાડા મારગે જ ચાલ્યા જતા હતા.

સાતેક વાગે જોબટ પહોંચ્યા. અંધારૂં થઇ ગયું હતું. જેથી અહીં જ કોઇ મકાનની સગવડ હોય તો રાત રોકાઇ જવાનું નક્કી કર્યું કે તપાસ કરતાં કોઇએ કહ્યું કે, અહીં–Rest House છે તે અહીંના સુપરીન્ટેન્ડન્ટ સાહેબની પરવાનગી મેળવી હોય તો ઉતરી શકાય છે. તે વીધી કરવામાં આવી, ત્યાં મી. રાઠોડ સાહેબે, અમારે માટે દરેક સગવડ કરી આપી અને બહુજ અચ્છી આગતાસ્વાગતા કરી.

તા ૧૧–૨–૧૯૩૫

જોબટ સ્ટેટમાં રાત્રી પસાર કરી સવારમાં આઠેક વાગે રવાના થયા. તાર ઓફીસમાંથી તાર બરવાનાનીના દિવાન સાહેબ ઉપર કર્યો કે અમે અગીયાર વાગે ત્યાં પહોંચીશું. જોબટથી પહેલું ગામ બાગ આવે ત્યાં સુધી ગાડા મારગ છે. અને આ રસ્તે નવી સડક બાંધવાનું કામ શરૂ થયું છે. જોબટથી બાગનો રસ્તો બહુજ ખરાબ હતો. બાગ આવતાં બેએક કલાક થયા. બાગ પહોંચ્યા બાદ બરવાની જવાની સડક આવી. વચમાં નસીરાબાદ પસાર કરી ચીખલી ગામે આવ્યા. આ ગામ ઇંદોર સ્ટેટ (હોલકર સરકાર) નું છે. અહીંથી નર્મદા નદી આવે છે. તેમાં ટેમ્પરરી પુલ મોટર ગાડા વિગેરેને ઉતરવા માટે બાંધેલ છે. મોટરો ત્યાંથી પસાર થઇ અને અમે નાવમાં બેસી સામે કાંઠે ગયા. અને ત્યાં બરવાનાની બે

મોટરો હાજર હતી, જેથી તેમાં બેસી ગેસ્ટહાઉસમાં પહોંચી ગયા. અને ત્યારબાદ અમારી મોટરો પણ પહોંચી ગઇ. સાંજના પાંચેક વાગે ગામ જોવા ગયા. જુનો રાજમહેલ જોયો. રૂપાના ઠામ વાસણ, તથા હથીયારો જોયા તથા રણજીત બાગ અને દેવીસિંહ બાગ જોયા. આ બાગોમાં દ્રાક્ષનું વાવેતર બહુજ મોટા પ્રમાણમાં કરવામાં આવ્યું છે. વ્યવસ્થા અને ચોખાઇ બહુજ સારી છે. ત્યાર બાદ જૈનોના દેરા જોયા. દેરાની પાસે સાતપુડા પહાડમાં કોતરેલું આદીનાથનું પુતળું હતું જેની માથાથી અંગુઠા સુધીની ઉંચાઇ બાવન ગજ હતી. આ એક ઉત્તમ કારીગરી છે. તથા તે વખતના જૈન ધર્મની મહત્ત્વતાનો એક સુંદર નમુનો છે. તે સ્થાનનું નામ બાવનગજ કહેવાય છે. બરવાની શહેરનું મુળ ઐતિહાસિક નામ સિદ્ધનગર કહેવાય છે. અને સાતપુડા પહાડની તળેટી નજીક આવેલું છે. શહેરની વસ્તી પંદર હજાર માણસની છે. રાજ્યની વાર્ષિક આવકની પંદરેક લાખની છે. તથા રાજ્યકર્ત્તા સીસોદીયા વંશના છે. વિક્ટોરીયા હાઇસ્કુલનું મકાન બહુ સુંદર છે. અહીં રાત પસાર કરી.

તા. ૧૨–૨–૧૯૩૫

સવારમાં અહીંથી આઠ વાગે રવાના થયા. બરવાનીથી ઝુલવાનીયા સુધી ૨૮ માઇલ બહુ જ સારી સડક

છે. તે આ સ્ટેટની જ હદમાં છે. ઝુલવાનીયાથી ઈંદોર, આગ્રારોડ પર ચડી જવાય છે. અહીં પેટ્રોલ નખાવ્યું અને રવાના થયા. સીંધવા, સીરપુર અને ત્યાંથી ચાર માઈલ તાપી નદી ઉપર Skyes Bridge બાંધેલ છે તે પસાર કરી, બપોરના ત્રણેક વાગે ધુલીયા પહોંચ્યા. અહીં બેએક કલાક રોકાયા. સાંજના માલેગાંવ પહોંચ્યા. ધુલીયાથી માલેગાંવ ૩૬ માઈલ છે. ઈંદોર આગ્રારોડ સરસ રાજમાર્ગ છે. રસ્તાની બન્ને બાજુએ સુંદર ઝાડોની ઘટા, સીધો લેવલ પ્રમાણે રસ્તો અને ચોપાસ કુદરતી સૌંદર્ય. મુસાફરીના જાતે જાતેના પ્રકાર છે. મોટરની મુસાફરીથી અનેક જાતના ફાયદા છે. માણસનું ભૌગોલિક જ્ઞાન વધે, જાતે જાતના લોકોના પરિચયમાં આવી શકે, નવા નવા શહેરો અને ગામડાઓનો અનુભવ થાય, સ્વાશ્રમ શીખાય. મનુષ્યે હોંશીયારી મેળવવાના બે ચાર રસ્તા આપણાં શાસ્ત્રમાં બતાવ્યા છે. તેમાં પહેલું યાત્રા અને મુસાફરી, બીજું રાજ્ય દરબાર, અને ત્રીજું વિદ્વાનો સાથે પરિચય. સમય હોય, સાધન સંપન્ન હોય તો જરૂર માણસે આ કરવું.

તા. ૧૩-૨-૧૯૩૫

માલેગાંવ રાત રોકાઈ સવારમાં સાત વાગે રવાના થઈ દસેક વાગે નાસીક પહોંચ્યા. અહીં શેઠ ધરમશી ભવાનની ધર્મશાળામાં રોકાણા. મકાન બે મજલાનું

અને બહુ જ સરસ છે. નાસીક મોટું તીર્થક્ષેત્ર ગણાય છે. અહીં ગોદાવરી નદીમાં સ્નાન કર્યું. બપોરે જમી, વિશ્રાંતી લઇ, અહીંના મુખ્ય દેવતા કાળા રામજીના મંદિરમાં દર્શને ગયા. મંદિર ભવ્ય અને વિશાળ છે. કપાલીક મહાદેવનાં પણ દર્શન કર્યા. આ મહાદેવનું મંદિર બહુ પ્રતાપી ગણાય છે. ત્યારબાદ અમે ત્રંબકેશ્વર જવા રવાના થયા. તે અહીંથી ૧૮ માઇલ દુર છે. સડક બહુ સારી છે. ત્રંબક ગામ નાનું છે પણ સુંદર છે.

અહીં મંદિરમાં ત્રણે દેવો (બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ)ની મૂર્તિ સાથે છે. તથા મંદિર કાળા રામજીના મંદિર જેવું છે. દર્શન કર્યા બાદ નાસીક ગયા. નાસીક શહેરમાં આશરે પોણો લાખ માણસની વસ્તી છે. અહીં કલેકટર, કમીશ્નર વગેરે મોટા અમલદારો રહે છે. એકંદરે નાસીક શહેરનાં હવાપાણી બહુ સારાં છે.

તા. ૧૪-૨-૧૯૩૫

સવારમાં આઠ વાગે રવાના થયા. રસ્તામાં કુદરતી સૌંદર્ય જોતા ઘાટના ચઢ ઉતરના રસ્તાનો આનંદ અનુભવતા લગભગ બે વાગે મુંબઇ પહોચી ગયા ભીમડીથી મુંબઇ શહેરની હદ શરૂ થાય છે. થાણા વગેરે પરાઓ પસાર કરતા શેઠ શ્રી વલભદાસભાઇ ચતરભોજ શીવજીને બંગલે રોકાયા.

તા. ૧૫–૨–૧૯૩૫

આજે મુંબઇ શહેરમાં ફર્યા. થોડી ઘણી ખરીદી કરી. આ શહેર તો Cosmopolitan City છે. આનું વર્ણન શું કરવું ? રાતના "ઇંદીરા એમ. એ."ની ફિલ્મ જોઇ. સામાજીક દ્રષ્ટિએ ફીલ્મ બહુ જ સરસ હતી.

તા. ૧૬–૨–૧૯૩૫ અને તા. ૧૭–૨–૧૯૩૫

આજના બે દિવસો પરચુરણ ખરીદી અને બીજા કોઇ લોકોને મળવા તથા શહેર જોવામાં વિતાવ્યા. અને બીજે દિવસે સવારમાં રવાના થયા.

આજે સવારમાં ૭–ને ૩૦ મીનીટે રવાના થયા. ઘાટકુપર ૮–૩૦ મીનીટે આવ્યા. અહીં અમારા વડીયા શહેરના વતની મી. દુર્લભજી કેશવજીના નવા મકાનમાં ( કેશવ કુંજમાં ) વાસ્તુનું મૂરત હતું. ઘાટકુપર મ્યુનીસીપાલીટીના સભ્યો તથા બીજા ત્યાં વસતા અનેક કાઠિયાવાડી ગૃહસ્થોને નોતરેલા હતા. અમે દસેક વાગે જમી પરવાર્યા. મી. દુર્લભજીભાઇએ વાસ્તુવીધિ બહુ જ ઉત્સાહથી અને વ્યવસ્થાપુર્વક કરી હતી. દસ વાગે રવાના થયા. અને બપોરના ત્રણ વાગે પુના પહોંચ્યા. પુનામાં સર મનમોહનદાસ રામજીના બંગલામાં રોકાયા. ચીરઃસ્મરણીય રહે એવાં બે દશ્યો જોયાં. થાણા અને પનવેલ ગામની વચમાં સડકની એક બાજુ ખટારો

અસ્તવ્યસ્ત દશામાં પડેલ જોયો. મોટર ઉભી રાખી ઉતર્યા. ત્યાં ખટારાની પાસે ચાર માણસો મરી ગએલાં પડયાં હતાં. પોલીસ અને પંચકયાસની તૈયારી થતી હતી તપાસ કરતાં માલુમ પડયું કે આ ખટારો મુંબઇથી પનવેલ જતો હતો. ત્યાં Curve આવતાં, ખુબ સ્પીડથી આવતો હોવાથી, નીચે ઉતરી ઉંધો વળી ગયો. તેમાં બેઠેલા બીજા માણસોને સખ્ત ઇજા થઇ તેથી હોસ્પીટલમાં લઇ ગયા. આ ત્રાસજનક દેખાવ જોઇ આગળ ચાલ્યા. થોડા માઇલ ચાલ્યા બાદ ખંડાલાઘાટ ચઢી કુદરતી દેખાવનો આનંદ અનુભવતા હતા ત્યાં સડક ઉપર જ એક બીજી પેસેંન્જર લોરી ઉંધી વળી ગએલી નજરે પડી. ચાર પૈડાં ઉપર હતા. બોડીનો ભાગીને ભુકો થઇ ગએલો હતો. પાસે બે ચાર માણસો બેઠાં હતાં. તેમને પૂછતાં ખબર પડી કે આ એકસીકેડંટમાં બે માણસો મરી ગયાં અને બાકીનાં ઘાયલ થયેલ હોવાથી હોસ્પીટલમાં લઇ જવામાં આવેલ છે.

આપણા લોકોએ મનુષ્યના મનની સ્પીડ પવન કરતાં પણ વધારે ઝડપવાળી કલ્પેલી છે. કયાંય પણ જવું અને વધારે ઝડપી વાહન ગોતવું એ સ્વભાવ જ થઇ ગયો છે. faster and faster જવું. પણ કઇ હદ સુધી? હાંકનાર ( ડ્રાઇવર ) એકલો હોય અને અખતરા ખાતર ખુબ સ્પીડથી ચલાવે તો જરૂર આપણે તેને ધન્યવાદ આપીએ. પણ ઘણાં પેસેંજરને બેસાડી આમ બેદરકા-

રીભરી રમત કરવી, એ ફરજ ચુકયો ન ગણાય ? ફરજ એટલે શું ? એક કામ હાથમાં લેવું ને તે કામ બરાબર પાર ઉતારવું. "જે મતી પીછે ઉપજે તે મતી આગે હોય" તો, "કામ ન બગડે આપણો, ને દુરીજન હસે ન કોઇ" પણ ફરજ સમજનાર કોઇક વીરલજ હોય છે. બાકી તો ગતાનુંગતીકમાં લોકો હોય છે. અહીં રાત આનંદથી પસાર કરી.

તા. ૧૯–૨–૧૯૩૫

સવારમાં આઠ વાગે રવાના થયા. પુનાથી સતારા ૭૫ માઇલ થાય તે ત્રણ કલાકમાં પહોંચી ગયા. રસ્તામાં બે ત્રણ નાના ઘાટ આવ્યા, સુંદર કુદરતી દેખાવો. સતારા એકાદ કલાક રોકાઇ રવાના થયા. ને બપોરના ચારેક વાગે કોલ્હાપુર આવ્યા. અહીં પેટ્રોલ નંખાવ્યું અને બેલગામના રસ્તે રવાના થયા. અહીંના પેટ્રોલ પંપના માલીક બાબરાના રહીશ એક કાઠિયાવાડી ગૃહસ્થ છે તેમણે અમને ( કોલ્હાપુરમાં ) પોતાના બંગલામાં રાત રહેવાનો ખૂબ પ્રેમપૂર્વક આગ્રહ કર્યો. પણ અમારો બેલગામનો પ્રોગ્રામ નક્કી થઇ ગયેલો હોવાથી રોકાવાય તેમ ન હતું. નહીંતર જરૂર રોકાત. બેલગામ રાતના આઠ વાગે પહોંચ્યા. અહીં પણ રસ્તામાં એક બે ઘાટ આવ્યા. અહીંના રસ્તાઓ ખૂબ સરસ છે. ચઢાઇ અને ઉતરાઈ તો સાધારણ છે. એક બાજુ ડુંગર અને બીજી બાજુ

ખીણુ. પણ લાંબી મુસાફરીના થાકને દૂર કરતી લીલી હરીયાળી તથા અનેક જાતનાં વૃક્ષોની આ દેશ ઉપર કુદરતની મહેર છે. પાણીનાં અનેક ઝરણાં અને વનઘટા તથા ડુંગરાઓ એવા દેશમાં જ શિવાજી પાકયો અને રાજ્ય કર્યું. 'ન હોત શિવાજી તો સુનત હોત સબકી' એ કીર્તિ મેળવી અને મોગલ શહેનશાહત પાસેથી દક્ષિણ દેશનું સ્વાતંત્ર્ય મેળવી લીધું. પુનાથી રવાના થયા અને બેલગામ આવ્યા ત્યારે બસો ઓગણીશ માઇલની મુસાફરી કરી છતાં પણ જરાય કંટાળ્યા નહીં. રાત્રે આનંદાશ્રમ લોજમાં રહ્યા. બેલગામ શહેરની વસ્તી ૫૦ હજારની છે અને વેપારનું સારૂં મથક છે.

તા. ૨૦–૨–૧૯૩૫

બેલગામથી જમી પરવારી બપોરના ૧૧–૩૦ મીનીટે રવાના થયા. ધારવાર લગભગ દોઢ વાગ્યે પહોંચ્યા. આ શહેર સારૂં છે. અને ત્યાંથી હુબલી ૧૨ માઇલ છે ત્યાં બે વાગે પહોંચી ગયા. ડાક બંગલામાં મુકામ કર્યું. આજે સાઠ પાંસઠ માઇલની મુસાફરી કરી. આ સડક પણ સારી છે. હુબલી ગામમાં વસતી એકાદ લાખની છે. રૂના વેપારનું મોટું મથક છે. શહેરમાં એસ્ફાલ્ટના રસ્તા કેટલાક છે. અહીં રાત રોકાઇ સવારમાં રવાના થયા.

તા. ૨૧-૨-૧૯૩૫

હુબલીથી સાત વાગે નીકળ્યા અને પંદરેક માઇલ ચાલ્યા ત્યાં તડસ ગામ આવ્યું. અને સડકની બન્ને તરફ સુદર જંગલ શરૂ થયું. ભગવાને જેમ બગીચો બનાવ્યો હોય તેમ સરખી ઝાડોની હાર તેમાં સાગ, સીસમ, વાંસ, તજ, લવીંગ, સોપારી, એલચી, તીખાં અને અનેક ન જોયેલ કે જાણેલ એવી વૃક્ષ સીમેટ્રીમાંથી પસાર થતાં સીરસી અને બીજાં અનેક ગામો આવ્યાં. સીરસીમાં પેટ્રોલ નખાવ્યું અને રવાના થયા. અહીંથી જોગ ફોલ્સ ( ગેરસપ્પા ) પાંત્રીશ કે ચાલીશ માઇલ છે. બપોરે એક વાગે જરસોપ્પા નદીને કિનારે પહોંચ્યા. અહીં જમી લીધું અને ત્યાર બાદ ફેરીમાં ( બોટમાં ) બન્ને મોટર તથા ખટારો વારા ફરતી ચઢાવી સામે કાંઠે પહોંચાડયાં. તથા અમે પણ નાવમાં બેસી કાઠે આવી ગયા. અહીંથી ગેરસપ્પા ફોલ્સ દોઢ માઇલ છે. તેની સામેજ માઇસોર સ્ટેટનો બંગલો છે ત્યાં મુકામ કર્યો. અહીંથી ફોલ્સ જોવાનો આનંદ અવર્ણનીય છે. બંગલાની સામેજ બે હજાર ફીટ છેટેથી બરાબર નીરિક્ષણ કરી શકાય તેવી રીતે ફોલ્સ ટેકરા ઉપરથી નીચે પડે છે. અને ટેકરા નીચે પડવા સુધીની ઉંચાઇ એક હજાર ફીટ છે. મુખ્ય ચાર ધોધ પડે છે અને નીચે કુંડમાં બધું પાણી ભેગું થઇ જાય છે. ધોધ નીચે પડવા સુધીનું દ્રષ્ય એટલું અલૌકિક છે, કે ગમે તેટલા કલાક જોયા કરો તો પણ

દ્રષ્ટિ થાકતી નથી. પણ પળે પળે નવી કૃતિ તેમાંથી દેખાય છે. ધોધની સામી બાજુ બ્રીટીશ સરકારી હદ છે. ત્યાં પણ તેઓએ એક ડાક બંગલો બાંધેલો છે પણ ત્યાંથી અહીંના જેવું ( માઇસોર બંગલા ) દેખાતું નથી.

ગેરસપ્પાનો ધોધ એટલે જેનું વર્ણન લખવું ખૂબ મુશ્કેલ છે. આ સર્વેશ્વરની એક સર્વોત્તમ કૃતિ છે.

ધોધ નીચે પડે છે ત્યારે અસંખ્ય મેઘધનુષ્ય દેખાય છે. અને ઘોરતો અવાજ, એટલે બેય કાંઠામાં નદીમાં પુર આવ્યું હોય એવો સતત અવાજ આવે છે આવી કુદરતી કૃતિ જોતા માણસને પોતાની લઘુતાનું ભાન થાય છે. અને ઇશ્વરની મહાન શક્તિનો કાંઇક ખ્યાલ આવે છે. ઇશ્વર એટલે શું ? મનુષ્યની શક્તિથી જે પર, અકલ્પનાતીત અને મહાન. કોઇ તેને ઇશ્વર કહે, કોઇ ખુદા કહે, કોઇ રહેમાન કહે, સર્વે એકજ છે નવું નવું જોવું, જાણવું અને તેનો સદુપયોગ કરવો તેમાં જ માણસાઇ છે.

સવારમા દિવસ ઉગતાં પ્રયાણ કરવાનું હતું. આવું સુંદર સ્થાન છોડનાં મન ન થાય એ સ્વાભાવિક છે. પણ રાત થોડી અને વેશ ઝાઝા, તેમ અમારે પણ ઘણા શહેરોમાં ફરવાનો પ્રોગ્રામ હોવાથી ગેરસપ્પા ધોધને છેલ્લા નમસ્કાર કર્યા.

તા. ૨૨-૨-૧૯૩૫

સવારે સાડાસાત વાગે રવાના થયા. નદી કિનારે આવ્યા. અહીં નાવ અમારી રાહ જોતી તૈયાર જ હતી. તેમાં જેમ બેઠા હતા તેમજ મોટર ચઢાવી દીધી. નાવ ચાલ્યું. નદી જરસોપ્પા પણ સુંદર છે. બન્ને કિનારે ૧૦૦, ૨૦૦ ફુટ ઉંચાં વૃક્ષો અને વનઘટા, જેમાં હોડી ચાલી જાય એ દ્રષ્ય પણ અનહદ સુંદર છે. સામા કિનારા ઉપર આવ્યા. અહીં અમને ઉતારી હોડી પાછી બીજી મોટરોને લેવા ગઇ. એ મોટરો આવતાં સુધી અમે રાહ જોઇ. ૮-૩૦ મીનીટે અમે ત્યાંથી ચાલ્યા. પહેલાં સાગરગામ આવ્યું. પછી બીજાં અનેક નાનાં ગામડાં ( આપણાં ગીરનાં નેસડા જેવાં ) તથા શીમોગા-ગામે બાર વાગ્યે પહોંચ્યા. પેટ્રોલ નખાવ્યું. પેટ્રોલ પંપનો માલીક બાંટવાનો રહીશ એક મેમણ ગૃહસ્થ હતો. અમને અહીં આટલે લાંબે સુધી મોટર-રસ્તે આવેલા જોઇ તેને નવાઈ લાગી, અને ખુશી થયો. અહીંથી ભદ્રાવતી ૭ માઇલ છે. આ શહેરમાં ભદ્રાવતી આયર્ન વર્કસ છે, તે જોવા રોકાયા. કારખાનામાં Iron pipes for water તથા અનેક જાતના બીડનું કામ સરસ થાય છે. આ કારખાનું માઇસોર ગવર્નમેન્ટ ચલાવે છે. અને બહુ જ મોટા પાયા ઉપર છે. તે જોતાં બે કલાક થયા. એ પણ બહુ જ ઉતાવળથી જોયું ત્યારે

જ. ત્યાથી રવાના થઇ ચાલીસ માઇલે કુડર ગામે આવી ગયા અને ડાક બંગલામાં રાત રહ્યા. બંગલો સારો અને સગવડતાવાળો છે.

તા ૨૩-૨-૧૯૩૫

સવારમા કુડર ગામથી રવાના થયા. રસ્તામા તીરપુર તેમજ બીજા કેટલાંએક નાનાં ગામડાઓ પસાર થયા. તુમકુર ગામે બપોરે બાર વાગે પહોંચ્યા. અહીં બે કલાક જમવા માટે રોકાયા. અને બે વાગે રવાના થઇ સાંજના ચાર વાગે બેંગલોર પહોંચ્યા. એ કુડર ગામથી ૧૨૮ માઇલ છે અહીં માઇસોર સ્ટેટના મહેમાન તરીકે Roceview ગેસ્ટ હાઉસમા ઉતર્યા. પાચ વાગે અહીંના દીવાન સાહેબ સર મીરજા ઇસ્માઇલને મળ્યા.

તા ૨૪-૨-૧૯૩૫

આજે સવારમા બેંગલોર શહેર તથા કેન્ટોન્મેન્ટ અને મહારાજાનો પેલેસ જોયો મહેલ ભવ્ય અને વિશાળ તથા સુંદર છે બગીચો બહુ સુંદર વિશાળ અને કલામય છે બગીચો લગભગ બસો એકર જમીનમા છે પછી પબ્લીક લાઇબ્રેરી, ગવર્નમેન્ટ ઓફીસો, લાલ બાગ, મ્યુઝીયમ તથા શહેરનાં મુખ્ય બજારો અને કેન્ટોન્મેન્ટમા પણ ખૂબ ફર્યા. અહીં લશ્કરી અમલદારોના બંગલા તથા સીપાઇઓ ( English Soldiers )

ને રહેવાની જોગવાઈ છે, તથા કેટલીક ઋકુશ્ત્રીઝ કંપનીઓ તથા પાર્ક વીગેરે છે. બેંગલોરની કુલ વસ્તી આશરે બે લાખ દસ હજારની છે. સાંજના ચાર વાગ્યે દીવાન સાથે અહીંથી સાડત્રીસ માઇલ ઉપર આવેલા ચંગપટ્ન શહેરમાં ગયા. અહીં પ્રદર્શન તથા મુસ્લીમ પરિષદ ભરાઇ હતી. પ્રદર્શનમાં નિશાળોમાં ભણતા વિદ્યાર્થીઓએ જ બનાવેલા લાકડ કામ, સુખડ પર કરેલ કામો તથા કળાના નમુના હતા. માઇસોર સરકારના કેળવણી ખાતામાં–ફક્ત વાંચતાં લખતાં જ શીખવાડી કારકુની કરવા જાય અથવા તો બેકાર બને તેમ નથી. પણ તેની સાથે Industrial Class માં કેમ આજીવીકા મેળવવી તે શીખવવામાં આવે છે. અહીં દર વરસ અમુક ગામડાઓમાં ઇલેક્ટ્રીક લાઇટ આપે છે. ખેડુતોને વાડીઓ તથા ઇરીગેશન માટે મોટર તથા પંપ પણ આપે છે. જેનો ચાર્જ દર યુનીટે ફક્ત અરધો આનો જ લેવામાં આવે છે. આ રીતે ગામડામા પણ ગ્રામ્ય પંચાયત, અને મોટા શહેરમા મ્યુનીસીપાલીટીઓ તથા અનેક સુધારાઓ કર્યા છે. દીવાન સર મીરજા ઇસ્માઇલ પણ ભલા, મીલનસાર અને હોશીયાર માણસ છે.

તા. ૨૫–૨–૧૯૩૫

આજે સવારમાં બેંગલોરથી સાઠ માઇલ દુર કોલાર સોનાની ખાણો છે તે જોવા ગયા. અહીંના માઇન

સુપ્રીન્ટેન્ડન્ટ અમારી રાહ જોઇ સરકારી ઉતારામાં હાજર હતા. દસ વાગે કોલાર ગોલ્ડ ફીલ્ડ પહોંચ્યા ને તુરત ત્યાં સોનું કેમ નીકળે છે તે જોવા રવાના થયા. અહીં ચાર સોનાની ખાણો છે. તેમાં માઇસોર માઇન નામે ઓળખાય છે તે ખાણ જોવા ગયા. પ્રથમ ડુંગરામાંથી પત્થર લઇ આવવામાં આવે છે. તે વીજળીની ટ્રેનમાં ખાણમાંથી ખોદી લઇ આવવામાં આવે છે. તે પત્થરને પ્રથમ પાણીથી ધોઇ સાફ કરી એક મશીનમાં નાખવામાં આવે છે. ત્યાં તેનો ભુકો થઇ જાય અને તેવી જાતના બીજા ઘણા મશીનોમાં ફર્યા બાદ સાવ બારીક ભુકી થઇ જાય એટલે તેમાં કેમીકલ્સ નાખી સોનું નોખું કાઢી લેવામાં આવે છે. અને સોનાને બીજી દવાઓથી શુદ્ધ કરી તેની પંચાસી પાઉંડની ઇંટ બનાવવામાં આવે છે. આ કારખાનામાં દરેક કામ ઓટોમેટીક મશીનથી થાય છે અને મશીનરી બહુ જ સરસ અને ખાણવાળા યુરોપીયનો પણ બહુ સજ્જન અને ભલા છે. આ ચાર ખાણની કંપનીની એક સીંડીકેટ છે અને સોનાની ઇંટો તૈયાર થયે તેને મુંબઇ National Bank ને મોકલી આપવામાં આવે છે.

સાંજના ચાર વાગે બેંગલોર પાછા આવ્યા અને ગુજરાતી મીત્રમંડળ લાઇબ્રેરીમાં શ્રીયુત ઠક્કર બાપા બેંગલોરમાં આવેલા તે નીમીત્તે ગુજરાતી ભાઇઓએ માન સભા બોલાવેલી તેમાં હાજરી આપી હતી.



કોલાર ગોલ્ડ ફીલ્ડ માયસોર

કોલાર ગોલ્ડ ફીલ્ડના મેનેજર મશીનરી વિગેરે બતાવે છે



તા. ૨૬-૨-૧૯૩૫

સવારના માઈસોર જવા રવાના થયા. આઠ વાગે દીવાન સાહેબ સર મીરજાને મળ્યા અને ત્યારબાદ ચાલ્યા. રસ્તામાં શીવસુંદરમ આવે છે. અહીં કાવેરી નદીનો ધોધ પડે છે. તે ઉપરના ભાગમાંથી નદીનો અમુક પ્રવાહ વાળી લઈને એક મોટી નહેર વાટે પાણી લઈ જવામાં આવે છે. તે પાણી મોટા પાઈપો દ્વારા ટર્બાઈન્સમાં જાય છે. અને ટર્બાઈન્સ સાથે ડાયનામાં Couple કરેલ હોય તેથી ફરે, જેથી વીજળી ઉત્પન્ન થાય અને પાણીનું કામ પુરૂં થયા બાદ તેનો પ્રવાહ મૂળ નદીમાં પાછો ભેળવી દેવામાં આવે છે. આ પાવર સ્ટેશનમાં છેતાલીશ હજાર Horse power નો કરન્ટ ઉત્પન્ન થાય છે.

આ Hydro power station મા બાર ડાઈનામોઝ છે. મશીનરી સાવ છેલ્લી ઢબની છે. અહીં કારખાનું જોયા બાદ Govt ના બંગલામાં બે કલાક આરામ લઈ માઈસોર જવા રવાના થયા અને પાચ વાગે પહોંચ્યા. અહીં પણ સ્ટેટ ગેસ્ટ તરીકે રામમંદિરમાં ઉતર્યા.

તા. ૨૭-૨-૧૯૩૫

આજે સવારમાં ઝુઓલોજીકલ ગાર્ડન જોવા ગયા— દરેક જાતના જાનવરો, વાંદરા, પોપટ, હરણ, સફેદ તથા Spotted વિગેરે હીપોપોટેમસ, મગર, રીંછો, રશીયા

તથા પોલર regionsના. બગીચો ખુબ વિશાળ અને વ્યવસ્થા બહુ જ સારી. ચોકસાઇ પણ સારી રાખે છે. અને જાનવરો સાવજ અને દીપડા જેવાના પીંજરા પણ એકદમ ચોકખાં છે તે જોઇ ઘોડાના તબેલા જેવા ગયા. આ stables માં પણ દરેક દેશના ઘોડા ભેગા કરી રાખ્યા છે, જેવા કે કાઠિયાવાડી, પંજાબી, વેલર, ઇગ્લીશ, ઇટેલીયન, તથા ઓસ્ટ્રેલીયન જાતના ઘોડા. અહીં પણ વ્યવસ્થા બહુ જ સારી છે. ત્યારબાદ સાંજના મોટર ગેરેજ જોવા ગયા. અહીં મોટરની વર્કશોપ બહુ સરસ છે. પછી મેઇન પેલેસ ( જ્યાં મહારાજા સાહેબ રહે છે ) જોવા ગયા. અહીં દરબાર હોલ, લગ્ન મંડપ તથા પીકચર ગેલેરી અને આરમરી કે જેમાં હથીયારો સાચવીને, બરાબર વ્યવસ્થાસર ગોઠવી રાખવામાં આવેલ છે. તેમાં અગાઉના વખતમાં આપણા વડીલો લડાઇમાં વાપરતા તે હથીયારો, તરવાર, બંદુક ભાલાઓ, ઢાલ જમૈયા, વગેરે પણ બધા હથીયારોમાં વધારે ધ્યાન ખેંચે એવા છે. ટીપુ સુલતાનની તલવાર તથા શિવાજીના વાઘ નખ કે જેનાથી શિવાજીએ અફઝુલખાનને મારી નાંખેલ તથા અનેક જાતના બખ્તરો છે. તે વિભાગ પુરો કરી એક હોલમા ગયા. અહીં નામદાર મહારાજા સાહેબને સેરીમનીઝ વખતે મળેલા કાસ્કેટો હતા. આ પણ બહુ જ સુંદર કારીગરી વાળું કામ હતું. આ મહેલ જોઇ સાંજે માયસોર શહેરથી ચૌદ માઇલ દુર કાવેરી

નદી ઉપર આવેલ કૃષ્ણરાજ સાગર ડેમ જોવા ગયા. આ ડેમ બે માઇલ લાંબો છે. અને થોડે થોડે અંતરે ઓટો-મેટીક Gates મુકેલા છે. તથા આ ડેમથી પાણી રોકવામાં આવેલ છે તે ૫૦ માઇલના ઘેરાવામાં રોકવામાં આવે છે. ડેમની બીજી બાજુએ એક સુંદર બગીચો બનાવવામાં આવેલ છે. તેનું નામ વૃંદાવન ગાર્ડન છે. આ બાગમાં અસંખ્ય કુવારાનું પાણી કાવેરી નદીમાંથી આવે છે. અને તેમાં દરેક જાતના રંગની બત્તીઓ નીચે પાણીમાં ગોઠવવામાં આવેલ છે. ઇલેકટ્રીક લાઇટનું બટન દાબતાં કુવારાઓમાં બત્તી થઇ જાય. આ વખતનું દૃશ્ય અનહદ સુંદર છે. એટલું જ નહિ પણ આ બગીચામાં આંટા મારનારને લાગે કે આપણે Fairy land માં છીએ. લીલો, પીળો, વાદળી, ગુલાબી વિગેરે અનેક રંગોના કુવારા ચારે તરફ દેખાય–હિન્દુસ્તાનના એન્જીનીયરોએ આ ડેમ બાંધવામા પોતાની બુદ્ધિની કમાલ કરી છે. તેમ જ અહીં માઇસોર Govt એન્જીનીયરોએ આ બગીચાઓમાં જે બુદ્ધિ ચલાવી છે તે ધન્યવાદને પાત્ર છે. આ દેખાવ જોતાં તમો કલાકોના કલાક બેસો પણ નવીન આનંદજ આવતો જાય. એ અલૌકીક દેખાવ જોઇ રાતના નવ વાગે અમે ઉતારે આવ્યા.

તા ૨૮–૨–૧૯૩૫

સવારમાં સુખડનું કારખાનું જોયું. અહીં જંગલોમાંથી સુખડ ખુબ મળે છે. તે અહીં મંગાવી, લાક-

ડામાંથી ભુકો કરી તેમાંથી સુખડનું તેલ બનાવે છે. તે જોયા બાદ અમે રેશમનું કારખાનું જોવા ગયા. અહીં રેશમના કોશેટામાથી તાર કાઢી તે છેવટ રેશમ બનતા સુધીની દરેક ક્રીયા ખુબ કાળજીથી અમને બતાવવામાં આવી. આ બન્ને ફેકટરી Govt ચલાવે છે. પછી જગ-મોહન મહેલ જોવા ગયા. આ મહેલ બહુ જુના વખતનો છે. પણ અંદરની કારીગરી બહુ જ સારી છે. આ મહેલમાં દરેક જાતની આગળના વખતમાં વપરાતી વસ્તુઓ બહુ જ કાળજીપૂર્વક સાચવી રાખવામાં આવેલ છે. અને આ વીસમી સદીના જમાનાવાળાને જરૂર રસ આવે એવું છે.

બપોરે ચાર વાગે લલીત મોહન મહેલ જોવા ગયા. આ પેલેસ છેલ્લામાં છેલ્લી ઢબનો છે અને સુંદર છે. આ મહેલમા વાયસરોય કે મોટા રાજા મહારાજાઓ આવે તેમને માટે ઉતરવાની ગોઠવણુ કરે છે આ મહેલનું Dance hall, Benqueting hall વિગેરે સુંદર છે. ચારે તરફ આરસ જ વાપરવામાં આવેલ છે. આ મહેલ જોઇ પાંચ વાગે ચામુંડા માતાજીના ટેકરા ઉપર ગયા. અહીં માતાજીની મૂર્તિ છે. આ રાજ્યના કુળદેવી છે. પહેલાં ઉપર જવાનો માર્ગ હતો. માણુસો ચાલી જઇ શકતા. હવે ત્યા સરસ મોટર રોડ મહારાજા સાહેબે બનાવેલ છે. અને મંદિરમાં તથા ડુંગર ઉપર પુષ્કળ ઇલેક્ટ્રીક લાઇટસ ગોઠવેલ છે. આ દેખાવ પણ બહુ જ

સુંદર લાગે છે અને ડુંગર ઉપરથી માયસોર શહેરનો દેખાવ બહુ જ રમ્ય લાગે છે. રાતે લાઇટસ થયા પછી માયસોર શહેર અલકાપુરી જેવુ લાગે છે. ડુંગરા ઉપરથી નીચે ઉતરી ગામમા આવ્યા બાદ, ચામુંડા હીલનો દેખાવ પણ અપુર્વ લાગે છે. ખરેખર પરમેશ્વરની માયસોર પર પૂર્ણ કૃપા છે. રાજ્યની હદમા સોનાની ખાણો છે. સુદર અને ઘાટા જંગલ છે. કાવેરી જેવી અનેક નદીઓ છે કે જેમાથી શીવસમુદ્રમાથી hydro-power (વિજળી) ઉત્પન્ન થાય છે. અહીં રાજ્યમાં પણ ખુબ સુધારા કરવામા આવેલ છે અને જેવી કુદરતી કૃપા છે તેમ ગજ્યે પણ ખુદ સદ્ઉપયોગ કર્યો છે. અહીં અમે ત્રણ દિવસ રહ્યા તે દરમ્યાન ખુબ જોયું અને આનંદ આવ્યો ગજ્યે સરભરા પણ સરસ કરી. પણ નામદાર મહારાજા સાહેબને ન મળી શકાયું. કારણ કે તેઓ બહારગામ ગયેલા હતા. નહીં તો જરૂર વિશેષ આનંદ આવત. ખરેખર માયસોર એ માયાનું નગર જ છે. અહીં રાત રોકાણા.

તા. ૧-૩-૧૯૩૫

સવારના આઠ વાગે રવાના થયા. અને ગુડલપેટ શહેર અહીંથો ૩૬ માઇલ છે અને કેલીકટ ૧૩૭ માઇલ રસ્તામાં પહેલું ગુડલપેટ અને સુલતાન બેટરી, અને વૈતરી થઇ કેલીકેટ. ગુડલપેટ શહેર પછી ૧૫ માઇલે માયસોર Govt ની હદ શરૂ થાય છે અને મદ્રાસ ઇલા-

કાની હદ શરૂ થાય છે. આ પ્રાંત મલબાર ડીસ્ટ્રીકટ નામે ઓળખાય છે. મુલતાન બેટરી બપોરના બાર વાગે પહોંચ્યા. અહીં મુસાફરી બંગલામાં એકાદ કલાક જમવા માટે રોકાણા—અને ત્યારબાદ રવાના થયા. આ ઘીચ જંગલો જ છે. વચમાં ફક્ત સડક છે, અને સડકની બન્ને બાજુએ વસ્તી છે. કોઇ ઝુંપડા, તો કોઇનું (વેપારોનું) વિલાયતી નળીયાવાળું એકાદ નાનું મકાન હોય—આ જંગલ પણ ખુબ સુંદર છે. વૈંતરી ગામ આવ્યા બાદ ત્રણ ચાર માઇલ ચાલ્યા ત્યા તો ઘાટ ઉતરવાનું શરૂ થયું. અહીંથી અદ્ભુત દેખાવ શરૂ થયો. પહેલાં તો એમ લાગ્યું કે પર્વતની બીજી તરફ મોટો સમુદ્ર હશે. પણ ખરી રીતે તો આખી પર્વતમાળા ઉપર ધુમસ જામી ગઇ હતી. ફક્ત મોટર ચાલી જાય તે સડક જ દેખાતી હતી. ધીરે ધીરે મોટર નિચે ઉતરવા માંડી અને નવા નવા દેખાવ આવવા માડયા. આમ કુદરતનો આનંદ અનુભવતા અમે ૮ માઇલ નિચે ઉતર્યા. મુંબઇથી પુના આવ્યા ત્યારે સંહાદ્રી પર્વત ઉપર ચડયા અને ત્યાર સુધી ધીરે ધીરે ઉપર આવતા ગયા. ને અમે ઘાટ ઉતરવું શરૂ કર્યું ત્યારે મસુદ્ર સપાટીથી ચાર હજાર ફીટ ઉપર હતા, તે એક સાથે નિચે ઉતરવાનુ આવ્યું. મલબાર પ્રાન્તનું કાલીકટ બદર અહીથી બારેક માઇલ થાય પાંચ વાગે અમે શહેરમા પહોચ્યા અને થોડીક વાર આરામ લઇ કાલીકટ શહેર

જોવા ગયા. ગામની મુખ્ય બજાર તથા બીજા રસ્તાઓ જોઇ દરીયા કિનારા તરફ ગયા. અહીં કિનારાથી સ્ટીમર બેએક માઇલ દુર ઉભી રહે છે. બંદર સારૂં છે, અને શહેરની વસ્તી એકાદ લાખ માણુસની છે. કાઠિયાવાડી તથા ગુજરાતીઓની પાંચસો માણુસની વસ્તી હશે શહેરનો વેપાર સારો છે. આ બંદરે પહેલો યુરોપીયન ( પોર્ટુગીઝ ) વાસ્કોડીગામા આવેલ અને હિન્દુસ્તાનમાં પ્રવેશ કરેલ. આ મલબાર Coastનું મોટું બંદર છે. અહીં ડાક બંગલામાં રાત્રી પસાર કરી.

તા. ૨-૩-૧૯૩૫

સવારમાં કાલીકટથી રવાના થઇ કેટલાંક ગામડાં પસાર કરતાં શેરનુર થઇ ટ્રીચુર બપોરના ત્રણ વાગે પહોંચી ગયા. અહીંની વસ્તી એવી છે કે સડકની લગભગ બંને બાજુએ જ વસ્તી છે. એટલે કે અમો ૧૦૦ માઇલની મુસાફરીમાં જાણે ભર બજારમાં ચાલ્યા આવતા હોઇએ એવું લાગે. શોરનુર શહેરમાં આવ્યા બાદ કોચીન રાજ્યની સરહદ શરૂ થઇ જાય છે. અહીં મુસાફરી બંગલામાં રાત્રી પસાર કરી.

તા. ૩-૩-૧૯૩૫

આજે સવારે ગામ જોયું. શહેરની વસ્તી ૫૦ હજારની છે. રસ્તા સારા છે. ગામમાં મ્યુનીસીપલ

ઓફીસ છે, અને તેનાં ઉપર ટાવર ગોઠવેલ છે. શહેર પાસે જ મોટું જબરજસ્ત તળાવ છે. અહીંનો વેપાર સારો છે. બપોરે આંહીની મ્યુનીસીપાલીટીના વાઇસ-પ્રેસીડેન્ટ મળવા આવેલા હતા. તેઓ અમારી સાથે સાંજે શહેર દેખાડવા આવ્યા. પહેલાં Govt. કોચીન ફાર્મ જોવા ગયા. આ ફારમ ૪૦૦ ચારસો એકર જમીનના વિસ્તારમાં છે.

નાળીયેર-આંબા-રબ્બરના ઝાડોનું પ્લાન્ટેશન કરેલ છે. પછી શહેરની મ્યુનીસીપલ ઓફીસ તથા મ્યુઝીયમ વગેરે જોઇ ઉતારે આવ્યા. અત્રે એક મોટું સરઘસ નિકળ્યું હતું. આ શહેરમાં અરધી વસ્તી ખ્રિસ્તિ છે. જેથી તેઓનું મોટું ચર્ચ પાસે હતું તેમાં કંઇક ઉત્સવ હોવાથી જતા હતા. બેન્ડ વાગતું હતું. ઢોલ-શરણાઇ ત્રાંસા તથા હિસાબ વગરની ફિટસન લાઇટો હતી. કેટલાક લોકો નાચતા કુદતા હતા તથા સાથે કેટલીક પાલખી હતી તેમાં ઇસુખ્રિસ્તની પ્રતિમા પધરાવેલ હતી. અને દરેક ઘરોમાં તે પાલખી લઈ જવામાં આવતી હતી.

આપણા હિંદુઓમાં તુલસી-શાલીગ્રામ લગ્ન કરવામાં આવે છે તેવી જાતનું આ હતું. આ મલબાર પ્રદેશમાં ખ્રિસ્તિ લોકોની વસ્તી લગભગ ૫૦ ટકા જેટલી જોવામાં આવે છે. જ્યાં જુઓ ત્યાં તેમનાં ચર્ચ

છે. તેનું કારણ આપણામાં ક્ષુદ્ર જાતી પ્રત્યે તિરસ્કાર છે તેજ છે.

આ પ્રદેશ એટલો ધર્મ ઘેલછાવાળો છે કે અમે આજે શિવરાત્રી હોવાથી ટ્રીચુરના મોટા શિવાલયમા દર્શન કરવા ગયા પણ અમે પરદેશી તથા સુરવાળ પહેરેલ હોવાથી તેઓએ ફરમાન છોડયું કે નહી, ધોતીયું પહેરી આવો તો ખુશીથી દર્શન કરી શકશો. આવી ધર્મઘેલછાનું પરિણામ આ ખ્રિસ્તી વસ્તીનો વધારો. મનુષ્ય સ્વભાવ છે કે જ્યાં મનને દીલસોજી મળે તે તરફ ખેંચાય.

અહીં રાત્રી પસાર કરી.

તા. ૪-૩-૧૯૩૫

સવારમાં આઠ વાગે ઇરનાકયુલમ જવા રવાના થયા, અને રસ્તામાં ઇલવાઇ ગામ આવે છે. જ્યા શેઠ હાજી અબદુલ કરીમ હાજી અબદુલ લતીફ બગસરાવાળાએ અમારા માટે જમવાની તૈયારી રાખી હતી. અહીં બે ત્રણ કલાક રોકાઇ સાંજના પાંચ વાગે ઇરનાકયુલમ પહોંચ્યા. અહીં પણ શેઠ હાજી અબદુલ કરીમે અમારે માટે સ્ટેટ ગેસ્ટ હાઉસ પોતે માગી લઇ જમવાની અને બીજી દરેક ઉત્તમ વ્યવસ્થા કરી હતી.

તા. ૫-૩-૧૯૩૫

આજે સવારમાં સ્ટીમલૉંચમાં બેસી સામે કિનારે કોચીન શહેરમાં ગયા. કોચીનનું બંદર જોયું. નવી

reclamation કરેલી જમીન જોઇ. તેના ઉપર બે ત્રણ બંગલા બનાવ્યા છે અને એક મોટી હોટેલનું મકાન બનાવ્યું છે. અહીંનું બંદર બહુ જ સરસ છે અને કુદરતી સગવડ ખુબ સરસ છે. નવો ડૉક બંધાય છે કે જેથી સ્ટીમર પાસે આવી ઉભી શકે. અંદર બ્રેકવૉટર્સ છે અને બહાર નીકળતાં તુરત સમુદ્ર શરૂ થઇ જાય છે. અહીંના harbour engineer જેઓ અંગ્રેજ છે તેમને મળ્યા તે પણ હોશિયાર અને અનુભવી માણસ છે પછી કોચીન શહેરમા ગયા અહીં કિનારા ઉપર દુકાનો તથા વખારો છે, અને વેપાર ખુબ ચાલે છે. કાઠિયાવાડી તથા ગુજરાતી વસ્તી આશરે ૧૨૦૦ માણસની છે, અને મુખ્ય વેપાર આપણા લોકોના હાથમા છે ૧૨ વાગે પાછા ઇરનાકયુલમ આવી ગયા જમી પરવારી પાછા સાડાચાર વાગે કોચીન જવા રવાના થયા, અને પાચ વાગે પહોચી ગયા શેઠ હાજી અબદુલ કરીમ તરફથી કોચીનમા અમને ટીપાર્ટી આપવામા આવી હતી તેમાં તેમણે બીજા ૩૦૦-૪૦૦ કાઠિયાવાડી ભાઇઓને આમંત્રણ કરેલ હતુ. ગુજરાતી ભાઇઓ તરફથી માનપત્ર અર્પણ કરવામા આવ્યું. મેળાવડો સારો થયો હતો મેમાનની મેમાની એ કાઠિયાવાડીની ખાસ વિશેષતા છે. તેમા આ ગુજરાતી ભાઇઓના તરફથી આજ અમારો સારો સત્કાર કરવામા આવ્યો હતો અહીં જ્યુ લોકોનો સીનેગોગ ( મસીદ ) જોવા લાયક છે ટાઇલ્સ ખાસ ચાઇનાથી છસો વરસથી

આવેલ છે. અને બીજી કારીગિરી પણ જોવા લાયક છે. બાઇબલ પણ હજાર વરસ પહેલાંની સાચવી મૂકેલ છે. પછી રાતના ઇરનાકયુલમ આવી રહ્યા.

તા. ૬-૩-૧૯૩૫

આજે સવારમા અમે ટાટા ઑઇલ મીલ જોવા ગયા. અહીં નાળિયેરીના મોટાં વનો હોવાથી, ટોપરાં ભેગા કરવામાં આવે છે. તેને એક મશીનમાં નાખી, ઝીણો ભૂકો કરી, તેલ બનાવવામાં આવે છે તેલ બનતાં પહેલા તેનો ખોળ બને છે. તેલને ખાસ refine કરી કોકોજેમ બનાવવામાં આવે છે. અહીં તેલ ભરવાના ટીનો દરેક સાઈઝના પણ બનાવવામાં આવે છે. તથા સાબુ, નાવાનો તથા લુગડાં ધોવાનો પણ બનાવવામાં આવે છે. બપોરના ત્રણ વાગે અહીના ( કોચીન ) ગાદીવારસ ( યુવરાજ ) ઇલાયા રાજાને મળવા ગયા. તેઓની ઉમર ૭૦ વર્ષની છે, અને હાલના મહારાજાની ઉમર ૭૪ વર્ષની છે. અહીં એક વિચિત્ર રિવાજ છે, કે ભાણેજ વારસ ગણાય. અહીંના કોચીન રાજ્યમા ઉત્તરોત્તર ગાદીવારસો ૧૫૦ જેટલા છે. અહીંના મહારાજા તથા દિવાન સાહેબ જે એક યુરોપિયન છે, તેઓ દિલ્હી ગયા હતા જેથી અમે મળી શકયા નહિ. અહીં ઉત્તરોત્તર પીઠ અને અનુભવી રાજાઓ જ ગાદીએ આવે, જેની ઉમર મોટી તેનું જ સીલેકશન રાજા તરીકે થાય, અને

રાજ્યકર્તાના દીકરાઓનો કાંઇ રાજા મરી ગયા બાદ હક્ક રહેતો નથી. સાંજે ઇરનાકયુલમ શહેર જોયું. અહીંની કોર્ટો, કૉલેજ, ઇરવીન પાર્ક—વિગેરેથી શહેર સુંદર લાગે છે. સામે કિનારે કોચીન શહેર એટલે બે શહેર વચ્ચે બે માઇલની ખાડી–( back waters ) છે. અત્યારની સ્થિતિમાં પણ આ બંદરમાં ૭ કે ૮ સ્ટીમરો આગળ પાછળ હોય જ છે, અને અલપાઇ, કવીલોન, ત્રીવેંદ્રમ વિગેરે અહીંના બેક વૉટર્સનો કુલ વિસ્તાર ૫૦૦ હશે. એટલે ચારેકોર માલ અહીંથી જ જાય છે, અને બહાર જવાનો માલ અહીં થઇને પરદેશ ચડે. આ રાજ્યની કુલ આવક ૮૦ કે ૯૦ લાખની હશે. અહીં રાત રહ્યા. શેઠ હાજી અબદુલ કરીમે તથા બીજા કાઠિયાવાડી ભાઇ-ઓએ ખૂબ મમતા તથા સ્નેહથી અમારૂં સન્માન કર્યું.

તા. ૭–૩–૧૯૩૫

સવારમાં આઠ વાગે અમે ઇરનાકયુલમથી રવાના થયા. રસ્તામાં બે ફેરી આવે છે. અહીં ખાડી છે અને હોડીમાં મોટર ચઢાવવી પડે છે. અહીં કાંઠે ફેરી તૈયાર જ હોય છે. પછી કોટ્ટેમ, કોટકરા વિગેરે શહેરો અને ગામમાંથી પસાર થઈ સાંજના ૬ વાગે ત્રીવેંદ્રમમાં પહોંચી ગયા. અહીં સ્ટેટ ગેસ્ટ તરીકે Ross House માં ઉતર્યા. અહીં અમે પહોંચ્યાને અર્ધોએક કલાક થઇ હશે ત્યાં તો ગેસ્ટ હાઉસોની ઉપરી મીસ વૉટસ અહીં અમને

મળવા આવ્યાં હતાં. અહીંની વ્યવસ્થા બહુજ ઉત્તમ કોટિની છે.

તા. ૮-૩-૧૯૩૫

આજે સવારે અહીંનું પ્રસિદ્ધ શ્રી પદ્મનાભનું મંદિર છે ત્યાં દર્શન કરવા ગયા. અહીંનો રિવાજ છે કે દર્શને જનારે એક ધોતિયું પહેરવું અને એક શરીર પર ઓઢવું જોઇએ, બીજા કપડાં ન ચાલે. મંદિર ભવ્ય અને વિશાળ છે. બહારની તથા અંદરની કારીગરી ઉત્તમ કોટિની છે. અંદર કેટલાક ચોક છે. એક પછી એક ચોક પસાર કરતાં મધ્યમાં નિજમંદિરમાં આવ્યા. આ મંદિરનો મંડપ એક જ પાણામાંથી કોતરેલ છે. શ્રી પદ્મનાભ ભગવાનના દર્શન કર્યાં. મૂર્તિ ૧૩ ફુટ ઉંચી છે. તથા સુંદર છે અને નાભીમાંથી બ્રહ્મા નીકળ્યા તે વખતનાં દર્શન છે. અહીં ચરણામૃત તથા પ્રસાદી લઇ બીજા દેવોના દર્શન કર્યાં. તથા ઉત્સવ વખતના વાહનો જોયાં. અહીંના મહારાજા બહુ ભાવિક છે અને રોજ સવારે દર્શને આવે છે. અહીંના રાજા એટલે શ્રી પદ્મનાભના પ્રતિનિધી જ મનાય છે. પછી શહેરમાં ફર્યા. અને બપોરે શેઠ ગીરધરલાલ વખારીયા જેઓ ક્વીલોનમાં A. J. Cotton mill ના મેનેજર છે તેઓ મળવા આવેલ તેથી તેમની મીલમાં ગયા. ક્વીલોન અહીંથી ૪૦ માઇલ છે. મી. વખારીયા પહેલે મેનેજર હતા

ને સાથે હવે મીલમાં ભાગીદાર થઈ ગયા છે. આ આપણા કાઠિયાવાડીઓની આવડત તથા વહેવાર કુશળતા અને પ્રમાણીકતા બતાવે છે. તેમને ત્યાં એક કલાક રોકાયા. ચા નાસ્તો કરી પાછા ત્રીવેન્દ્રમ આવી ગયા. અહીં પણ કોચીનની માફક રાજાનો દીકરો હોય તેને વારસો ન મળતાં રાજ ભાણેજને મળે છે. અહીંના રાજા નાયર જાતિના છે. તેમની બેન હોય તેને લંગુરી બ્રાહ્મણને પરણાવે અને તેનાથી પુત્ર ઉત્પન્ન થાય તે રાજ્ય વારસ ગણાય. આવો રિવાજ ફક્ત આ બે રાજ્યોમાં છે–કોચીન તથા ત્રાવણકોર.

તા. ૯–૩–૧૯૩૫

આજે સવારના દશ વાગ્યે દીવાન સર હબીબઉલ્લાને મળવા ગયા. તથા ૧૦–૩૦ મીનીટે મહારાજા સાહેબને મળ્યા. તેઓ હોંશીયાર વીવેકી તથા કેળવાયેલ છે. અમે થોડીવાર બેઠા ત્યાં તેમના માતૃશ્રી જુનીયર મહારાણી સાહેબ આવ્યાં. તેઓ પણ ખુબ કેળવાયેલ તથા હોશીયાર છે. અહીં અમારો interview પોણી કલાક ચાલ્યો. પછી અહીંનો દરીયા કીનારો જોવા ગયા. ત્રીવેન્દ્રમ શહેર અરબી સમુદ્ર પર જ આવેલું છે. કીનારો સુંદર છે. તથા એક બંગલો પણ બાંધેલો છે. સાંજે ત્રણ વાગે ચા લઈ અહીંનું ઝુ જોવા ગયા. અહીં જાનવરોનો સંગ્રહ સારો છે. અનેક જાતના વાંદરા સિંહ, વાઘ, દીપડા, રીંછ વિગેરે

જાનવરો તથા અનેક જાતના પક્ષીઓ વિગેરે જોવા લાયક છે. ચાર વાગે ત્યાંથી રવાના થયા અને ત્રીવેન્દ્રમથી પચાશ માઇલ દુર કન્યાકુમારી ( Cape Comorin ) સાંજના સાડા છ વાગે પહોંચી ગયા. રસ્તામા બન્ને બાજુએ વસ્તીથી ભરપૂર છે. નાગર કોઇલ નામનું એક શહેર વચમાં આવેલ હતું. જ્યાંથી કન્યા કુમારી બાર માઇલ થાય છે. અહીં પણ સરકારી બંગલામાં નામદાર મહારાજા સાહેબે અમારા માટે રહેવા વિગેરેની ગોઠવણ કરેલ હતી.

તા. ૧૦-૩-૧૯૩૫

સવારમાં સમુદ્રસ્નાન કર્યું તથા કુમારી દેવીનું મંદિર છે. ત્યાં જઇ દર્શન કર્યા. મંદિર ભવ્ય અને વિશાળ છે. દૈત્યોને મારવા ઇંદ્રે યજ્ઞ કર્યો. તેમાંથી દેવી નીકળ્યાં તે આ કન્યા કુમારી. તેણે રાક્ષસોને મારી અહીં આવી મહાદેવને વરવા તપ માડયું. તેથી મહાદેવે તેની સાથે લગ્ન કરવાનો દિવસ નકકી કર્યો. અને ત્યાં આવવા કહ્યુ પણ કુમારી દેવીને આવતાં વીલંબ થવાથી મુહુર્ત વીતી ગયું. તેથી શંકરે કહ્યું કે હવે કળીયુગને અંતે લગ્ન કરીશું. જેથી લગ્નની સામગ્રી દરીયામાં ફેંકી દીધી. જેમાંના ચોખા દરીયામાં રેતી કાંકરી થઇ ગયા. આ પત્થરની કણીઓ રૂપી ચોખા ઉકાળીને ગર્ભણી સ્રીને સુ તી વખતે પાવાથી જલદી પ્રસવ થાય. એવું જે દેવીનું મહાત્મ્ય છે તે સ્થાનનું નામ કન્યાકુમારી ભૂશિર. અહીં

હિંદુસ્થાનનો છેડો ગણાય છે. તથા અરેબીયન સી, બે ઑફ બેંગાલ તથા હિંદી ઉપસાગરનો સંગમ થાય છે. આ દેખાવ અનહદ રમ્ય છે જમીનનો છેડો પાણીમાં જાય છે તેની ત્રણ બાજુ મહાન જલરાશી સુર્યોદય વખતે તો અજબ દેખાય છે. સવારમા વાદળામાંથી બહાર નીકળતાં સૂર્યનાં કીરણો જલરાશી માથે ફેલાય છે તે વખતનો દેખાવ અકલ્પનાનીત છે, અનહદ સુંદર છે. તથા મનુષ્યના મનમા શાંતિ તથા સદ્ભાવ પ્રેરે છે. પૃથ્વીનો છેડો આવે છે. બીજી દરેક વસ્તુનો અંત હોય છે. પણ માણુસની તૃષ્ણા આશા તથા સમુદ્ર જળનો કોઈ દિવસ અંત હોતો નથી. ગત થોડી અને વેશ ઝાઝા એ હીસાબે માણુને શું કરવું અને શુ ન કરવું એ મુશ્કેલ છે. આ સ્થાન એટલું સુંદર છે કે જરૂર શાતી અર્થે અહીં મહીનો પંદર દિવસ રોકવું જોઈએ અહીં સુર્યાસ્ત વખતનો દેખાવ પણ બહુ સુંદર હોય છે. સુર્યોદય અને સુર્યાસ્ત એ જોવું અને જાણવું હોય તો આના શીવાય બીજું એક પણ દુનિયામાં આવું સ્થળ નથી. અહીં ત્રણેક હજાર માણુસની વસ્તી છે મકાનો સુંદર છે. અહીં સરકારી રાજમહેલ પણ બરાબર ભૂશિર ઉપર બાંધેલ છે અને સુંદર છે તે શીવાય એક બીજો મુસાફરો માટે Travellers Bunglow છે જેમા ઘણા world tourists પણ આ દેખાવ જોવા આવે છે અને રોકાય છે તે ઉપરાંત બીજી મંદિરની પાસે ધર્મશાળાઓ પણ છે. આ



ધનુષ્ય-
કોડીના
સમુદ્ર
કીનારે
સ્નાન



રામેશ્વરનુ
મંદિર

ત્રાવણકોર રાજ્યની હદમાં આવેલ છે. અહીંથી સાંજે ત્રણ વાગે રવાના થયા, અને પાલમકોટ તથા ટીનીવીલી આવ્યા. આ બન્ને શહેર વચ્ચે તામ્રવરણી નદી છે. તથા– અહીં ટીનીવીલીમાં વીશાળ શીવમંદિર છે તેમાં દર્શન કર્યાં. અને ડાક બંગલામાં રાત્રી પસાર કરી. કાઠિયાવાડમાંથી કેપ કોમોરીન પહોંચ્યા ત્યારે એક મહીનો તથા એક દિવસ થયો અને તે ફેબ્રુઆરી મહીનો હોવાથી કુલ ૨૯ દીવસ થયા.

તા. ૧૧–૩–૧૯૩૫

સવારમાં ટીનીવેલીથી રવાના થયા તે મદુરા બાર વાગે પહોંચ્યા. ટીનીવીલીથી મદુરા સો માઇલ થાય છે. ત્યાંથી રામનાથ સાઠ માઇલ છે અહીં સાંજના પાંચ વાગે પહોંચી ગયા મુસાફરી બંગલો તથા ધર્મશાળાઓ ભરપુર હતી. જેથી અહીં રાજા (જમીનદાર) રહે છે તેમને ઉતારાના બંદોબસ્ત માટે કહેવરાવ્યું. અને જેમણે અમારો બંદોબસ્ત શંકર પેલેસમાં કરી આપ્યો. મકાન વિશાળ અને તળાવની પાસે જ છે.

તા. ૧૨–૩–૧૯૩૫

આજે સવારમાં રામનાદ શહેર જોયું અને બપોરે બે વાગે ટ્રેનમાં રામેશ્વર જવા રવાના થયા. રામનાદથી આગળ જવા મોટર રસ્તો નથી કારણ કે આડો સમુદ્ર

આવી જાય છે. તેના ઉપર રેલ્વે બ્રીજ બાંધેલ છે. ચારથી કલાક બાદ મંડપ કેમ્પ સ્ટેશન આવ્યું. 'અહીં સીલોન જવાવાળા મુસાફરોને જેની 'પાસે 'થર્ડ" કલાસ'ટીકીટ હોય તેને એક અઠવાડીયું કવોરન્ટાઇનમાં રાખે છે અને સેકંડ કે ફર્સ્ટ વાળાને બેચાર કલાક રોકી મેડીકલ એકઝામીનેશન કરી સીલોન ગવર્નમેન્ટના ઇમીગ્રેશન ઓફીસર પાસ કાઢી આપે તો જ આગળ જઇ શકે. અમારે સીલોન જવાની ઇચ્છા હતી તેથી તે અમલદારને બોલાવી પૂછપરછ કરી. અને તેણે કહ્યું કે આજ ટ્રેઇન સીધી સીલોન જશે. અને રામેશ્વર જવા માટે પલબનમ જંકશનથી બીજી રેલ્વેની લાઇન જશે માટે તમારી ઇચ્છા હોય તો અત્યારે જાવ તો સવારમાં કોલંબો પહોંચી જશો. તેથી અમે તેમજ નક્કી કર્યું અને રામેશ્વરની ટીકીટો કેન્સલ કરી. એ અમલદારે અમને છ જણને પાસ કાઢી આપ્યો. પાંચ વાગે ધનુષ્યકોડી આવ્યું. અહીં સીલોન જવા માટે સ્ટીમર અમારી ટ્રેનની રાહ જોતી હતી. જેમાં બેસી ગયા ને સ્ટીમર રવાના થઇ. અંદર બહાર નીકળ્યા એટલે જેમ વછેરું ઘોડું નાચતું કુદતું હોય તેમ અમારી સ્ટીમર નાચતી હતી. ઉપર આકાશ અને નીચે મહા જળરાશિ, આવું સુંદર દ્રશ્ય નીહાળતાં અમે બે કલાકમાં સામે કીનારે પહોંચી ગયા. અહીંથી ટ્રેનમાં બેસવાનું હતું તે પણ સ્ટીમરની બાજુમાં જ ઉભી હતી તેમાં બેસી ગયા. અને સવારમાં સાત

વાગે કોલંબોના સ્ટેશને પહોંચી ગયા. અહીં જેમ તીર્થક્ષેત્રોમાં ગોર લોકો યાત્રાળુઓને ચોંટે છે તેમ સ્ટેશનમાં હોટેલના એજન્ટો ફરતા ફરી વળ્યા અને પોતપોતાની હોટલનાં વખાણ કરવા લાગ્યા. છેવટ અમે પ્રીન્સ ઓફ વેલ્સ હોટલમાં જવાનું પસંદ કર્યું.

તા. ૧૩–૩–૧૯૩૫

સવારમાં સ્નાનથી પરવારી શહેર જોવા ગયા ટેલીગ્રાફ ઓફીસમાંથી તાર કર્યા. તથા બંદર, ફોર્ટ, અંગ્રેજ વસ્તી રહે છે તે અને તેઓની મોટી કંપનીઓ તથા પબ્લીક પાર્ક, પછી બપોરના દરીયા કિનારો (Beach) તથા માઉન્ટ લેવાનીયા હોટલ તથા સ્વીમીંગ બાથ વીગેરે જોયાં. કોલંબો શહેરના રસ્તા સુંદર. યુરોપીયન લોકો આંહી વસાહત કરી રહ્યા છે. ચા, કોપ્રી, કોકો, યુકેલેપ્ટસ તથા રબ્બર વીગેરેના મોટાં પ્લેન્ટેશનો છે.

તા. ૧૪–૩–૧૯૩૫

આજે સવારમાં કેટલાએક બગીચાઓ જોયા. રબ્બર કોપ્રી વીગેરે તથા શહેરમાથી કેટલીએક ખરીદી કરી. અહીંની સીલોનની ખાણોમા હીરા, માણેક, શનિ, વીગેરે ખનીજ પણ પુષ્કળ નીકળે છે. બપોરનાં ધનુષ્યકોડી ડબો રીઝર્વ કરાવ્યો. સાજના એક ફૂટબોલ મેચ જોઇ અને રાતના આઠ વાગે કોલંબો ફોર્ટ સ્ટેશનથી

રવાના થયા અહીં સ્ટીમર ઇરવીન અમારી રાહ જોઈ તૈયાર જ હતી તેમા બેસી ગયા

તા ૧૫-૩-૧૯૩૫

આજે દરીયો શાંત હતો સ્ટીમર બહુ શાંતિથી જળ માર્ગ કાપતી જતી હતી બરાબર નવ વાગ્યે હિંદુસ્તાનને કિનારે પહોચી ગયા સ્ટીમર પરથી ઉતરી ધનુષ્ય કોડી સ્ટેશને સામાન મૂકી અહીંથી બે માઇલે પ્રસિદ્ધ તીર્થ છે જ્યા મહોદધિ તથા રત્નાકરનો સ ગમ થાય છે ત્યા નહાવા ગયા અહી રેતાળ માર્ગ હોઇ ચાલતા જરા પરીશ્રમ પડે છે, પણ કોઇ કામની પરીશ્રમ વગર સફળતા નથી છેવટે સ ગમ ઉપર પહોચ્યા અહી વિધીપૂર્વક સ્નાન કર્યું તથા રામચ દ્રજીનુ નાનુ મ દીર છે તેમા જઇ દર્શન કર્યા એમ કહેવાય છે કે શ્રી રામચ દ્રજી ભગવાન લ કા રાવણ સાથે લડવા ગયા ત્યારે અહી થી સેતુ બાધવાની શરૂઆત કરી હતી કોઇ કોઇ ઠેકાણે સમુદ્ર અત્યારે તુટક તુટક ખડક જેવો દેખાય છે "તેહીના દિવસા ગતા" રામાવતાર પછી શ્રી કૃષ્ણાવતાર થયો. સ્નાનવિધી કર્યા પછી સ્ટેશન ઉપર આવ્યા અને ટ્રેઇનમા બેસી દોઢ વાગ્યે રવાના થયા ને પબન જ કશન ટ્રેન બદલાવી સાડા ચાર વાગ્યે શ્રી રામેશ્વર પહોચી ગયા અહી આવી થોડીક વાર વિશ્રાંતિ લઇ શ્રી રામચ દ્રજીના દર્શન કરવા ગયા આ મ દિર એક માઇલના વિસ્તારમા

ચોરસ છે અને આપણુને એક ગામ જેવું જ લાગે. વચમાં નિજ મંદિર (શ્રી રામેશ્વરજી) તથા ફરતાં પાર્વતીમાતા તથા બીજા દેવતાઓનાં મંદિર અને પ્રદક્ષિણા વીગેરે છે. મંદિરો માથે સોનાનાં ઇંડા તથા નિજ મંદિર સામે સોનાનો સ્થંભ છે. શંકરની જ્યોતિર્લીંગ મૂર્તિ છે તે સુંદર અને ભવ્ય છે. મંદિરમાં બધે ઠેકાણે દર્શન કર્યાં. પછી રાતના ૯—૩૦ મીનીટે પાર્વતી ઉત્સવ હોઇ તે જોવા ગયા. મૂર્તિને સોનાની પાલખીમાં પધરાવી બહાર લઇ જાય છે અને પાછળ હાથી વીગેરે સરંજામ હોય છે. આમ દર શુક્રવારે ઉત્સવ થાય છે.

તા. ૧૬—૩—૧૯૩૫

સવારે લક્ષ્મણ કુંડમાં સ્નાન કર્યું અને શ્રી રામેશ્વરને ગંગાજળ ચઢાવવાની જે મોટી વિધી ગણાય છે તે કરવામાં આવી. અને મંદીરમાં સર્વ ઠેકાણે દર્શન કર્યાં. ત્યાર બાદ બપોરના શ્રી રામજરૂખા ઉપર ગયા. અહીંથી દોઢ માઇલ થાય છે. રસ્તો રેતીવાળો હોવાથી ગાડાં સિવાય બીજું વાહન ચાલી શકતું નથી. રામજરૂખાનું સ્થળ સુંદર છે. ચારે બાજુ દરીઓ દેખાય છે. આ ઠેકાણે શ્રી રામ લંકામાં રાવણને મારી જીત કર્યા બાદ બેઠા હતા અને સૌને હનુમાનજી વિભીષણ વગેરે સેવકોને દરેકની પાત્રતા પ્રમાણે ઇનામો આપેલાં. અહીં મૂર્તિ નથી પણ ચરણપાદુકા છે. અહીંનું વાતાવરણ ખૂબ શાંત

અને સુંદર છે. એ ચાર દિવસ રોકાઈ જવા જેવું છે. રામ એટલે આદર્શ રાજા, આદર્શ પતિ, આદર્શ પુત્ર તથા બંધુ. પોતે સર્વેશ્વર છતાં દુનિયાના અન્ય લોકો ઉપર દાખલો બેસાડવા તથા અજ્ઞાનીને શિક્ષણ આપવા સંસારીની માફક વર્ત્યા. તેના ઉપરથી રામાયણ રચવામા આવી અને તીર્થ ક્ષેત્રો સ્થાપવામાં આવ્યા. પણ અત્યારે તો ધર્મના નામે વૈભવ વિલાસની છોળો ઉડે છે આદર્શને બદલે પૈસા ઉપાર્જન કરવાનું સાધન થયું. હીંદના કરોડોને જ્યાં માથાદીઠ દરમહીને અઢી રૂપિઆની સરેરાશ કમાણી છે, ત્યાં ધર્માદાનો કાંઈક આવા નેગ ભોગ કરતાં બીજો લોકોપયોગી સદુપયોગ થવો જોઈએ પણ વખત વખતનું કામ કરતો લાગે છે. અને બીજા દેશો કરતાં ન્યાય નીતિ અને આચાર વિચાર વગેરે હિંદુસ્તાનના લોકોમા ટકાવી રાખવામાં ધર્મની સંસ્થાઓનો જ મોટો ભાગ છે. સાંજે સાત વાગે ટ્રેન રસ્તે રામેશ્વરથી રવાના થયા. અને નવ વાગે પાછા રામનાડ આવી ગયા. અહીં શંકરવિલાસમાં રાત રોકાયા. સવારે પાછા આગળ મુસાફરી કરવા માટે તૈયારી કરી.

તા. ૧૭-૩-૧૯૩૫

આજે સવારમા પાછા રામનાદથી મોટરમાં શ્રીરંગજી જવા રવાના થયા. દસ વાગે શ્રી મદુરા પહોંચ્યા. મીનાક્ષી દેવીના મંદિરમાં દર્શન કરવા ગયા. મંદિર ભવ્ય

અને વિશાળ છે નિજ (મીનાક્ષી દેવી) મદિરના દર્શન કરી બીજા દેવોના દર્શન કર્યા પછી એકાદ કલાક એક ધર્મશાળામા રોકાઇ અમે રવાના થયા વચમા કેટલાએક શહેરો પસાર કરતા ત્રીચીનોપલ્લી પહોચ્યા આ શહેર સુદર છે

આ અને શ્રી રગજી એકજ શહેર થઇ ગયેલા છે, સાજના પાચે શ્રી રગજી પહોચી ગયા અને અહીંના ગોર કસ્તુરી રંગાચાર્યના મકાનમા ઉતર્યા

તા ૧૮-૩-૧૯૩૫

ગઇ કાલના સાજના શ્રી રગનાથજી બહાર ફરવા ગયેલા (ઉત્સવ નીમિત) તેથી દર્શન ન થઇ શકયા એટલે સવારમા શ્રી કાવેરીમા સ્નાન કર્યું નવ વાગ્યે દર્શને ગયા અહીં મદિરને ચોવીસ દરવાજા છે અને મદિરમા જતા જ શ્રી ગરૂડજીની મૂર્તિના દર્શન કરી પછી બીજે ઠેકાણે જઇ શકાય છે આ મૂર્તિ સુદર છે પછી બીજા મદિરોમા ગયા અહીં અનેક દેવો છે અને મદિરમાં અધારૂ પુષ્કળ છે તેમા ખાસ કરીને નિજ મદિર શ્રી રગનાથજીના મદિરમા તો હવા અજવાળાની બીલકુલ બધી છે અહીં ઘીના મોટા દીવાઓ રાખવામા આવે છે અમને ખૂબ પાસે લઇ જઇ દર્શન કરાવ્યા અહીં ચારેકોર ઘીની રેલમછેલ થાય છે, અને ભોયરામાં તો સભાળીને જઇએ નહીં તો લપસી જવાય તેવું છે. ભગ-

વાનની મૂર્તિ તો શયનાકાર છે. અને લોંયશ જેવો દેખાવ કરી તેમાં સૂતેલ છે. અહીંથી દર્શન કરી બહાર નીકળ્યા ત્યારે અકળાઇ ગયા. Lead me to light એ ભગવાનને આવા ઘોર અંધકારમાં રાખવામાં આવે તે કેટલું અજ્ઞાન છે! એક વાગે અહીંથી રવાના થયા અને રસ્તામાં ઘણાં ગામડાંઓ પસાર કરતાં વીલીપુરમ જંકશન તથા શહેર આવ્યું ત્યાં એકાદ કલાક ચા પીવા રોકાયા પછી રવાના થયા. એટલે રાત્રીના નવ વાગ્યે મદ્રાસ (અદીયાર) થીઓસોફીકલ સોસાઇટીમાં મી. ગોપાલજી ઠક્કર ભાવનગરવાળાએ ગુજરાત કવોર્ટર્સ નામનું મકાન બનાવેલું છે તેમાં ઉતર્યા. બંગલો સુંદર છે.

તા ૧૯–૩–૧૯૩૫

આજે સવારમાં મદ્રાસ શહેરમાં ફર્યા. ત્યાર બાદ સોસાઇટીએ રોકેલી ગ્રાઉન્ડમાં ફર્યા. એક બાજુ અદીયાર નદી અને બીજી બાજુ દરીયો. અહીં બંન્નેનો સંગમ થાય છે. સ્થળ ખુબ સુંદર છે. ૨૭૩ એકર જમીન થીઓસોફીકલ સોસાઇટીની માલીકીની છે. અંદર છુટાછવાયા બંગલા અને મકાનો છે. આ સોસાયટીની શાખાઓ જગતભરમાં ફેલાયેલી છે અને તે સર્વ શાખાઓમાં હેડક્વૉર્ટર આ છે. અહીં ખુબ શાંતિ છે. મનને વિશ્રાંતિ મળે તેવું છે. કુદરતી સૌંદર્ય છે. ધર્મોમાંથી અને ખાસ કરીને હિંદુ ધર્મમાંથી સાર રૂપ તત્ત્વજ્ઞાનને આ થીઓસોફીમાં લેવામાં આવેલું છે.

તા. ૨૦-૩-૧૯૩૫

આજે સવારે ગામમાં થોડી ખરીદી કરી અને ફર્યા સાંજે દરીયા કિનારે ફરવા ગયા. અહીંનો ( Beach ) સાત માઇલ લાંબો છે અને સુંદર છે. શહેરની વસ્તી આશરે છ લાખ માણસની છે. વેપાર સારો છે. હિંદુસ્તાનમાં ત્રણ શહેર મુખ્ય છેઃ મુંબઇ કલકત્તા અને મદ્રાસ. અને ગવર્નર અહીં રહે છે. Govt House સુંદર છે.

તા. ૨૧-૩-૧૯૩૫

સવારમાં બીસેન્ટ મેમોરીયલ સ્કુલ જોવા ગયા જેની શરૂઆત એક વર્ષથી કરવામાં આવેલ છે. શિક્ષણ પદ્ધતિ સારી છે. પછી Egariam ( માછલીઓનું મ્યુઝીયમ ) જોવા ગયા. આ મદ્રાસમાં દરીયા કિનારે બીચ ઉપર છે. અહીં સરકાર તરફથી દરેક જાતની માછલીઓ જીવતી અને કુદરતી રાખવામાં આવે છે. અહીં દરેક રંગની દરેક પ્રકારની માછલીઓ છે. અને ઇશ્વરની અથાગ જળરાશીમાં કેવા પ્રકારની રચના છે તેનો કાંઇક ખ્યાલ આવે છે સ્વચ્છતા અને ચોકખાઇ બહુ સરસ છે

ત્યારબાદ બપોરે એક ચર્ચ જોવા ગયા ( St. Aposolsconvnant ) આ ચર્ચ ઉપરથી મદ્રાસ શહેરનો દેખાવ બહુ સુંદર આવે છે. ચર્ચ એક ટેકરી ઉપર છે. મદ્રાસ શહેરમા અને ઇલાકામાં ગરીબ વસ્તી

ખુબ છે. લોકો એક લંગોટી પહેરે છે. અને માલ ભરવાના ગાડાં ૬ માણસ ખેંચી જાય છે. અહીં મજુરી બે આના પણ પુરૂષ વર્ગને મળે તો સારૂં કહેવાય છે. સાંજના બીચ ઉપર ફરી ઉતારે આવ્યા.

તા. ૨૨-૩-૧૯૩૫

આજે સવારે શહેરમાં જઇ થોડી ખરીદી કરી. અને હાઇકોર્ટની કમ્પાઉન્ડ વૅાલમાં એક શીલાલેખ જોયો. જ્યારે સને ૧૯૧૪માં યુરોપમાં મહાન લડાઇ થઇ તે વખતે જર્મનીના એક લડાયક જહાજ ( ક્રુઝર ) એમ્ડને મદ્રાસના દરીયામાં આવી હાઇકોર્ટના મકાન ઉપર સર્ચ-લાઇટ બળતી હતી તેનું નિશાન લઇ બોમ્બ ફેંક્યો. તે દિવાલમા લાગ્યો અને આસપાસના મોટા ભાગને નુકશાન કર્યું. ( ૨૨ સપ્ટેમ્બર ૧૯૧૪) બપોરના થીયોસોફીકલ સોસાયટીના President George S Arundale ને મળ્યા. તે મીલનસાર અને વિદ્વાન છે. પછી સાંજે ૮ાા વાગે અહીંના ગુજરાતી મંડળ તરફથી સભા હતી. તેમાં ગયા. તેઓએ અમારી ટુર બદલ અભિનંદન પત્ર આપ્યું. અહીં ગુજરાતી તથા કાઠિયાવાડી મળી આશરે ૫૦૦ માણસની વસ્તી છે. વેપારની સ્થિતિ સારી છે. ગુજરાતી મંડળ એક લાઇબ્રેરી ચલાવે છે. ગુજરાતી એટલે સાહસીક ને વેપારી બુદ્ધીવાળા. જ્યાં તેઓ જાય ત્યાંની પરિસ્થિતિ ઉપર કાબુ મેળવે અને

જમાવટ કરે. સાહસીક થવું સારૂં છે. હિંમત હોય તો અને બુદ્ધીનો સદ્ઉપયોગ કરે તો ઇશ્વર જરૂર સહાય કરે.

તા. ૨૩-૩-૧૯૩૫

આજે સવારમાં શહેરમાં ફર્યા. અને સાજના દરિયા કિનારે ગયા. ત્યાં મ્યુઝીઅમ જોયું. મદ્રાસ પ્રેસીડન્સીના રસ્તાઓ સરસ છે.

તા. ૨૪-૩-૧૯૩૫

આજે સવારમાં પાંચ વાગે રવાના થયા. આજનો પ્રોગ્રામ બેઝવાડા જવાનો હતો. મદ્રાસ શહેરમાં Central Station પાસે પહેલાં નાલેરનું પાટીયું આવે છે ત્યાંથી બેઝવાડાની સડકે ચઢી ગયા. કેટલાંક નાનાં મોટાં ગામો પસાર કરતાં સાંજના છા વાગે બેઝવાડા પહોંચી ગયા. અહીં મુસાફરી બંગલામાં રાત રહ્યા. મદ્રાસથી બેજવાડા ૩૦૦ માઇલ છે.

તા. ૨૫-૩-૧૯૩૫

આજે સવારમાં બેઝવાડા શહેરમાં ફર્યા. અહીં કૃષ્ણા નદીનો બંધ જોવા જેવો છે નદી ઉપર બંધ બાંધી ૭-૮ ઓટોમેટીક દરવાજા મુકેલ છે. અને તે બંધમાંથી ત્રણ મોટી નહેર કાઢી છે, અને જરૂરીયાત પ્રમાણે દરવાજો બંધ કરી કે ઉઘાડી શકાય છે. પછી જમી પરવારી

બાર વાગે હૈદ્રાબાદ જવા રવાના થયા. રસ્તામાં નાનાં નેસડા જેવાં ગામો આવે છે. અને તે પણ ૧૦-૧૫ માઇલે, જમીન પણ તદ્દન શુષ્ક અને ખેતી ન થઇ શકે તેવી છે. સાંજના આઠ વાગે હૈદ્રાબાદ પહોંચ્યા અને રોયલ હિન્દુ હોટેલમાં રાત પસાર કરી. હોટેલ સારી અને સગવડવાળી હતી.

તા. ૨૬-૩-૧૯૩૫

સવારમાં હૈદ્રાબાદ શહેર જોયું. એના રસ્તાઓ સરસ છે. નિઝામ સરકારના મહેલ પાસે તો ચારેકોર સિમેન્ટનો રસ્તો છે. હુસેન સાગર તળાવ ખુબ વિશાળ અને સુંદર છે. આ તળાવ હૈદ્રાબાદ શહેર અને સિંકદરાબાદ વચ્ચે છે. પછી રોયલ હોટેલમાં આવ્યા અને જમીપરવારી બાર વાગે સોલાપુર જવા રવાના થયા. રસ્તામાં કુકટહલી, સદાશિવપેટ, અગ્રેલી, રોમનાબાદ તથા નલ-દુર્ગ થઇ સાંજના આઠ વાગે સોલાપુર પહોંચી ગયા. અહીં ડાક બંગલામાં રાત્રી પસાર કરી. હૈદ્રાબાદ અને સોલાપુર વચ્ચેનો રસ્તો વસ્તીહિન છે અને કયાંઇ ઝાડ પાન નથી.

તા. ૨૭-૩-૧૯૩૫

આજે સવારમાં સોલાપુર શહેર જોયું અને જમી પરવારી બે વાગે રવાના થયા. મોહોલ, શીફલ, ટેંભુરણી,

જેમુર. કરમાળ થઇ અહમદનગર ૧૪૦ માઇલ થાય ત્યાં રાતના આઠ વાગે પહોંચી ગયા. સોલાપુરથી અહમદનગર વચ્ચેનો પ્રદેશ લગભગ કાઠિયાવાડને મળતો જ છે. જમીન પણ સરસ છે. લીંબડા, પીપળા, બાવળ તથા બોરડીનાં ઘણાં ઝાડો છે. રાત્રી ડાક બંગલામાં પસાર કરી.

તા. ૨૮-૩-૧૯૩૫

આજે સવારે શહેરમાં તથા કેન્ટોનમેન્ટમાં ફર્યા. અહીં દસ હજાર માણસની પલટન રહે છે. શહેરની વસ્તી ૪૦૦૦૦ માણસની છે. સાજના ચાંદબીબીનો રોઝો જોયો. અહીંથી તે ૪ માઇલ દૂર છે. અને એક ટેકરા ઉપર છે. ચડવા માટે સીધો રસ્તો છે. રોજાનું મકાન ચાર માળનું છે, ને સુંદર છે.

ચાદબીબી એટલે કોણ ? જે આ રત્ને અકબર બાદશાહ સાથે યુદ્ધ કરેલ અને તેનું પરાક્રમ જોઇ કદર કરી અહમદનગરનુ રાજ્ય પાછું આપેલ તે.

પછી મેકી ગામે ગાંજાનું વાવેતર થાય છે તે જોયુ. અને રાત્રે "સમાજકી ભૂલ" ની સિનેમાટોકી ફિલ્મ જોઇ.

તા. ૨૯-૩-૧૯૩૫

આજ સવારમાં સાત વાગે જલગામ જવા રવાના થયા. રસ્તામાં મોહરા, કોપરગામ, ખામગામ, વિજાપુર

થઇ ઇલોરા કેવ્ઝ જોવા ગયા. આ કેવ્ઝ ૧૧ માઇલ લાંબી છે. ને કુલ ૩૪ ગુફાઓ છે. તેમાં મુખ્ય કૈલાસ ગુફા જેમાં વચ્ચમાં મોટું શિવાલય છે અને ફરતી મોટી ધર્મશાળાની પરસાળ છે કે જેમાં હજારો માણસો રહી શકે. મંદિર ઉપર તેમજ ચારે તરફ કોતર કામ અને કારીગરી અનહદ સુંદર છે. બુદ્ધ ભગવાનની ગુફા પણ સુંદર અને ભવ્ય છે. જેમાં બુદ્ધદેવની મૂર્તિ છે. ત્યારબાદ દોલતાબાદ અને ઔરંગાબાદ થઇ અજંન્ટા કેવ્ઝ જોઇ આ ગુફાઓ પણ સુંદર છે અને લગભગ ઇલોરા જેવી જ છે. પણ અજન્ટામાં ઓઇલ પેઇન્ટીંગ અને નકશી કામ વધારે સરસ છે. બે હજાર વર્ષ પહેલા આશરે આ ગુફાઓ બંધાયેલ હોય એમ લાગે છે. તે વખતની આપણા આર્યાવર્તના પુર્વજોની બુદ્ધી-શક્તિનો સરસ ખ્યાલ આવે છે. અને અત્યારે હિંદને ગૌરવ લેવા જેવું અને એતિહાસિક યાદગીરી સમું આ સ્થાન છે.

બંને ગુફાઓ નિઝામ સરકારની હદમાંઆવેલ છે. અને એની મરામત, સાચવણ વિગેરેની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની છે. બંને જગ્યાએ મુસાફરી બંગલા પણ બાંધેલ છે. અને દુનિયાભરના ટુરીસ્ટો આંહી જોવા આવે છે. આ રમ્ય સ્થળ જોયા બાદ જલગામ રાતના આઠ વાગે પહોંચી ગયા. આજની મુસાફરી ૨૫૪ માઇલ થઇ. રાત્રી મુસાફરી બંગલામાં પસાર કરી.

તા. ૩૦-૩-૧૯૩૫

આજે સવારમાં જલગામથી રવાના થઇ ચોપડા-ગામ પસાર કરી શિરપુર આવ્યા. વચમાં તાપી નદી આવી. અહિં ફેરીમાં મોટરો ચઢાવી. અને સામે કાંઠે આવ્યા. શિરપુરથી મુંબઇ આગ્રાનો મોટો રસ્તો શરૂ થઇ જાય છે. તેની ઉપર થઈ સિંધવા, જુલવાનીયા આવ્યા. અહીં આ રસ્તો છોડી બરવાની પછી નર્મદાજી આવ્યાં. અહીં કામ ચલાઉ પુલ બાંધેલ છે. ત્યાંથી સામે કિનારે ઇંદોર સ્ટેટની હદ શરૂ થઇ જાય છે. નિઅરપુર સાન્જે પહોંચી ગયા. અહીં ડાક બંગલામાં રાત રોકાયા

તા ૩૧-૩-૧૯૩૫

સવારમાં સાત વાગે રવાના થયા રસ્તામા કુકસી બાગથી ઘોડાજોબર અને દાહોદની સડકે ચડી ગયા. કુકસીમાં એક શેઠની દુકાને અમે પેટ્રોલ નંખાવ્યુ તેમણે (ચંપકલાલ માણેકલાલ) અમને બહુ પ્રેમપુર્વક આગ્રહ કરી દુધ પાયુ. રસ્તામાં પાડવ ગુફા જોઇ. આ બહુ પુરાતન ગુફા છે અને ખુબ વિશાળ છે. ગુફા ગ્વાલીયર સરકારની હદમાં છે. બાગ પહોચ્યા. અંહી અમે આશા રાખી હતી કે હવે સડકનું કામ પુરૂં થઇ ગયેલ હશે અને તુરત ઘોડાજોબર પહોંચી જઇશું. પણ અમારે સડકની બાજુમાં ખુબ આડા રસ્તા ઉપર જવું પડયું. આ સડક બેચાર માસમાં તૈયાર થશે એટલે મુસાફરોને ખુબ સરળ સગ-

વડતા થઇ જશે. ધોડાબેબર થઇ દાહોદ બપોરના બાર વાગે પહોંચ્યા અને અહીં બે કલાકની શાંતિ લઇ અમે રવાના થયા. એટલે ગોધરા–ડાકોર થઇ અમદાવાદ રાતના દશ વાગે પહોંચ્યા આ મુસાફરી ૨૫૦ માઇલની થઇ પણ સડકો બહુ સારી નહિ તેથી ધારેલ વખત કરતાં વધારે થયો.

તા ૧-૪-૧૯૩૫

આજે અમદાવાદ શહેરમા રોકાયા અને કેટલાક ઐતિહાસિક જુનાં સ્થળો જોયાં. દાદાહરીની વાવ (દાઇ હરી) આ બાઇ એક બાદશાહની દાઇ (નર્સ) હતી તેની યાદગીરીમાં આ વાવ બંધાવી છે. તેનું કુલ ખર્ચ ત્રણ લાખ વીશહજાર રૂપીઆ થયા છે. વાવનું કામ સુંદર છે અને તે ખુબ વિશાળ છે. તેની પાસે એક રોજો છે. ત્યાં તેને દફન કરવામા આવેલ છે. પછી શાહઆલમનો રોજો જોયો. આ ગુજરાતનો બાદશાહ થઇ ગયો. અહીંની બારીઓનું આરસપહાણની અંદરનું કોતરકામ નમુનેદાર અને સરસ છે ત્યારબાદ હઠીસીંગના દહેરાં જોયા આ દહેરાંઓનું કામ પણ ખુબ વિશાળ અને સુંદર છે વચ્ચમાં એક મુખ્ય દહેરૂં અને ફરતાં બાવન દહેરાંઓ છે. પછી ભદ્ર–શાહેરમા ફરી ઉતારે આવ્યા. શેઠ નરેંદ્રભાઇ તથા સુરેં–દ્રભાઇએ અમારી ખુબ આગતાસ્વાગતા કરી.

તા ૨-૪-૧૯૩૫

સવારમાં આંહીથી રવાના થયા. અને સાણંદ પહોંચ્યા. ત્યાં ઠાકાર સાહેબ જયવંતસિંહને ત્યાં જમવા રોકાણા અને બપોરે બે વાગે રવાના થઇ વીરમગામ, વીઠલગઢ, લખતર થઇ રાજપર અને વઢવાણ થઇ રાજકોટ રાતના દશ વાગે પહોંચી ગયા. અહીં વડીયા હાઉસમાં રોકાણા.

તા. ૩-૪-૧૯૩૫

અહીંથી જમી પરવારી બપોરના ત્રણ વાગે રવાના થયા. પાંચ વાગે વડીયા પહોંચી ગયા. અમારી આ મોટરની મુસાફરી ઇશ્વરકૃપાએ અને વડીલોના તથા શુભેચ્છકોના આશીર્વાદથી નિર્વિઘ્ને બહુ જ આનંદપૂર્વક પુરી થઇ. જેને માટે વર્ષોથી વિચાર ઉદ્‌ભવતા તે વિચારોની પૂર્ણાહુતી થઇ. મુસાફરીના ફાયદા અનેક છે. દેશપરદેશ જોવાથી માણસ હોશીયાર થાય, સ્વાનુભવી થાય, સારૂંનરસું ઓળખતાં શીખે, સ્વદેશમાં હુન્નર ઉદ્યોગ ખીલવતાં શીખે, અને બીજા દેશોના મુકાબલે પોતાની જન્મભૂમિનો ખ્યાલ આવે. મને મોટરમાં મુસાફરી કરવાનો વિચાર શું કામ ઉદ્‌ભવ્યો ? ઘણા માણસો એમ માને છે કે મુસાફરી તો રેલ્વેની સલામતી વાળી ગણાય. પણ મેં વર્ષોના અનુભવે ઉલટું માનેલ. ૧૯૧૪ ની સાલમાં પહેલવહેલી મોટર અમે ખરીદી. ત્યારથી હાંકતા

શીખેલ અને ધીરે ધીરે અનુભવે એમ લાગ્યું કે મોટરની લાંબી મુસાફરી કરવી. ચાર પાંચ વરસનો વિચાર પાકો થયો. અને All India Road Map ઉપરથી પ્રોગ્રામ ગોઠવ્યો. કાઠિયાવાડ અને ગુજરાતના મનુષ્યો સુંદર છે. આબોહવા સરસ છે પણ કુદરતી સૌંદર્ય જોઇએ તેવું નથી. દાહોદ છોડયા બાદ Central Indiaનો પ્રદેશ શરૂ થઇ જાય છે, અને ડુંગરાઓની નાની નાની હારમાળા આવે છે. દેવગઢ બારીયા અલીરાજપુર, ઘોડાઝેબર અને બરવાની વિગેરે રાજ્યોની હદમાં જંગલ સારૂં છે. જુલવા નીયાથી મુંબઇ આગ્રાનો મોટો રસ્તો શરૂ થઇ જાય. ધુલીયા–માલેગાવ નાસીક આવે એટલે દક્ષિણ પ્રદેશ તથા દક્ષિણી ભાષા અને પુના–સતારા તથા બેલગામ અને હુબલીમાં દક્ષિણી સાથે તામીલ ભાષા શરૂ થાય. હુબલીથી ગેરસપાનો ધોધ તથા સાગર, શીમોગામા તથા બેંગલોર વિગેરેમાં તામીલ તથા તેલુગુ તથા મલબારી ભાષાઓનું સામ્રાજ્ય છે. કાલીકટ ઇરનાકયુલમ, કોચીન, ત્રાવણકોર કેપકોમોરીનથી મદ્રાસ સુધી ચાલે છે. અને બેઝવાડાથી નીઝામ હૈદ્રાબાદની સડકમા આવો એટલે ફરી હિંદુસ્તાનની ભાષા શરૂ થાય. આમ અમારી છ હજાર માઇલની મુસાફરીમા અનેક જાતના લોકોના પરિચયમાં આવ્યા. રીતરીવાજો જોયા. શહેરો અને ગામડાંઓનો અંગત પરીચય થયો. તેમાં શું જોયું અને અનુભવ્યું ! મુંબાઇ ઇલાકો ખુબ સંસ્કારી અને સુધરેલ

છે. તથા લોકો પણ એકંદરે સુખી છે. મદ્રાસ ઇલાકો (મલબાર પ્રાંત તેમાં આવી જાય) જોતાં ગામડાંઓની હાલત આપણાં દિલમાં દયા આવે એવી કંગાલ છે. ગરીબ માણસને દીનભર મજુરી કરે ત્યારે બે આના માંડ મળે છે. અને ખોરાક ચોખા અને આંબલીનું પાણી. અને પહેરવેશમાં એક મુંઢ (એક પંચીયું) પહેરે છે. પણ અહીંના લોકો મહેનતુ છે. ખાસ કરીને મલબારમાં તો કુદરતી સૌંદર્ય આબાદ છે. અહીં ઇંગ્રેજી ભણેલો વર્ગ ખુબ છે. અને ગરીબીને અંગે ખ્રીસ્તી પણ ઘણો ભાગ થઇ ગયેલ છે. અહીં દશબાર રૂપીઆમાં B. A. થયેલ નોકર મળી શકે છે. આ વિદ્યાના હાલ !

મેટ્રીક માંદા ન મટે બી. એ. થયા બેહાલ;
એમ. એ. મરણપથારીએ એ વિદ્યાના હાલ.

વર્ષો પહેલાં ગુજરાતીની ભેટ રા. નાયકે લખી તેમાં આ દોહરો મુકયો છે, તે કલ્પનાચિત્ર અજે રીતસર અહિં દ્રષ્ટિગોચર થાય છે. આવી બેકારી ટાળવા માટે કેળવણીની પદ્ધતિને નવું રૂપ આપવું જોઇએ અને જાપાનમાં જેમ બાલકેળવણીથી માંડી પોતાના જીવનમાં કમાણી કરવાનું શીખવવામાં આવે છે તેમ અહીં ઔદ્યોગિક કેળવણી સાથે આપવી જોઇએ. આજકાલ આપણે પશ્ચિમની નકલ કરી રહ્યા છીએ. પણ તેના ગુણ લેવાને બદલે અવગુણની નકલ વધુ થાય છે. ફેશનેબલ, અને

ખર્ચાળ જીવન, તથા દેખાદેખીના ખોટા ખરચા આવ્યા છે. આપણી કમાણી એટલે માથા દીઠ દર મહીને અઢી રૂપીયા. અને ઇંગ્લાંડ અમેરીકાની કમાણી એટલે માથા દીઠ પચાશ પંચોતેર રૂપીયા! પણ આર્યાવર્તન દેશ એવો છે કે જ્યાં ઇશ્વર અવતાર લે છે. એકવાર નહિ પણ અનેકવાર. માટે સર્વેશ્વર હિંદુસ્તાનને સર્વ કુરૂઢેલ અને કુરિવાજોમાંથી ઉગારે. આમ પૃથ્વીનો છેડો એટલે ઘર.

કડવો ભલોય લીંબડો, આપણુ આગણુ દેશ,
નાગરવેલી માંડવા, શું કરીએ પરદેશ?

માટે હંસક્ષીર ન્યાય પ્રમાણે સારૂં હોય તે ગ્રહણ કરવું, તે અનુભવી આચારમાં મુકવું, પોતાની ફરજ બજાવવી અને આપણી સ્થિતિ પ્રમાણે તેનો સદ્ઉપયોગ કરવો



# યાત્રા અને મુસાફરી

**વડીયા તા. ૧૨–૧૦–૨૫**

આંજે સાંજના સાડાચાર વાગે મથુરા જવા વડીયાદેવળી સ્ટેશનથી રવાના થયા. રાત્રે સાડા નવે ધોળા જંકશન પસાર કરી સુતા. સવારે છ વાગે વીરમગામ ઉઠયા. દસ વાગે મહેસાણા જંકશન આવ્યા. અહીંથી બીજી ટીકીટો લેવાની હતી તેથી સ્ટેશન માસ્તરની ઓફીસમાં ગયા. તેણે બે ચાર ધક્કા ખવરાવ્યા. આખરે ટીકીટો આપી. અમે થેંકયું કહી રવાના થયા અને વેઇટીંગરૂમમાં જઇ બેઠા. ચા નાસ્તો કર્યો ત્યાં દીલ્હી મેઇલ આવી. અગીયાર વાગે મેઇલ ઝપાટાબંધ ઉપડી ચાર

પાંચેક માઈલ ગઇ હશે ત્યા તો એકદમ ઉભી રહી ગઇ. એન્જીન ખરાબ થઇ ગયું હતું તે રીપેર કરતાં બેએક કલાક થયા. પાલનપુર, આબુરોડ, મારવાડ જંકશન વીગેરે સ્ટેશનો પસાર કરતાં રાત્રે દસ વાગે અજમેર આવ્યા અને સવારમા સાત વાગે અચનેરા ટ્રેન બદલી સવારે ૧૦ વાગે મથુરા કેંટોનમેંટ આવ્યા. આટલી બધી તકલીફ રેલ્વે ખર્ચ વેઠવાનું કારણ શું ? હિંદુ ધર્મની માન્યતા છે કે જે માણુસ ભાઇબીજને દિવસે જમનાજીમા સ્નાન કરે તો એને જમનું તેડું ન આવે. આ મનની લાગણી સંતોષવા ખાતર જ. જગતમા બીજુ શું છે ! ફક્ત મનને સંતોષ પમાડવા દરેક કાર્ય થાય છે. પણ એ તૃષ્ણા કોઇ દિવસ મટતી નથી, દરેક એ સમજે છે, છતા એમ આચરણ કરવું એ વિશ્વ નિયમ છે.

સુંદર અને વિશાળ છે. દરવાજામાં આવતાં માણસનું મન શાંત થાય એવું સરસ છે. આખરે દર્શન ઉઘડયાં. હજારેક માણસો દોડયાં. પાઈ પૈસો રૂપીયા છેટે ઉભા રહી ફેંકયાં, ખુબ ધક્કા મુક્કી ખાધા ત્યાં તો પાંચેક મિનીટમાં દર્શન બંધ થઈ ગયાં અને લોકો જેમ આવ્યા હતા તેમજ ખાલી મને પાછા ફર્યા. પછી વિશ્રામઘાટ કંસવધનો મિનારો વિગેરે જોઈ બોટમાં ફરવા નીકળ્યા. સમીસાંજ સુધી ફર્યા. સાંજે જમનાજીની આરતીનાં દર્શન થાય છે, તે કરવા પાછો મછવો ફેરવ્યો અને જમનાજીમાં ઉભો રાખ્યો. વખત થયો એટલે લોકો આવવા માંડયા. ઘાટ માંહેના મકાનો વીગેરે ચીકાર ભરાઈ ગયાં. જમનાજીમાં પણ હોડીઓની ઠઠ જામી. ત્યાં જરા જરા અંધારૂં થવા આવ્યું અને આરતી શરૂ થઈ. દેખાવ સુંદર હતો અને લોકોએ ભક્તિભાવથી માથાં નમાવ્યાં, પવિત્ર જમનાજી અને પવિત્ર વાતાવરણની અસર લઈ ઘરે આવ્યા.

તા. ૧૫-૧૦-૨૫

સવારમાં રીતસર જમના સ્નાન કરવા ગયા. વિશ્રામઘાટ ઉપર જમનાજીમાં એક સોનામહોર ભેટ આપી સ્નાન કર્યું. લોકોની ભીડ પુષ્કળ હતી. સ્ત્રી પુરૂષો સાથે સ્નાન કરતા હતા પણ સૌમાં પવિત્ર ભાવ જોવામાં આવ્યો. ત્યાર બાદ બજારમાં થોડી ખરીદી કરવા ગયા. સાંજના

પાંચેક વાગે શ્રી દુર્વાસા મુનીનો આશ્રમ જોવા ગયા. આશ્રમ જમનાજીને સામે કાંઠે છે, તેથી બોટમાં બેસીને ગયા. આશ્રમનું સ્થળ સુંદર છે. ત્યાંનો પૂજારી સાફસુફ ઠીક રાખે છે પાંચેક ગાયો છે તેને પણ ઠીક સંભાળ-પૂર્વક રાખે છે, પાછા ફરતાં રસ્તામાં અયોધ્યાજીના એક મહાત્મા તંબુ નાખીને બેઠા હતા અને લોકોને ઉપદેશ આપતા હતા તે સાંભળ્યું. પછી બોટમાં બેસી જમના જીની આરતીનાં દર્શન કરી ઘરે આવ્યા.

તા. ૧૬–૧૦–૨૫

સવારમા જમનાજીમાં સ્નાન કરી ચા નાસ્તો કરી આઠ વાગે મોટરમાં બેસી ગીરીરાજ તરફ રવાના થયા. અહીંથી ગીરીરાજ ૧૪ માઇલ છે, રસ્તાને કાંઠે સુંદર વન નિહાળતા દોઢેક કલાકમાં પહોંચી ગયા. ગામના દરવાજામાં ગયા, મોટર ઉભી રાખી ત્યાં તો ૩૦–૪૦ પંડયા દોડયા અને મોટર ફરતા ફરી વળ્યા. હું તમારો ગોર છું વિગેરે દરેક જણ રાડો પાડતા હતા અને ચોપડા દેખાડતા હતા. તેમને ધક્કા મારી રસ્તો કરી, માનસગંગા તરફ મોટર હાકી. ત્યા તો અગણિત બ્રાહ્મણો ચારે કોર ફરી વળ્યા અને પાઇ પૈસો આપો વિગેરે બુમાટો કરી મુકયો. તેમાંથી રસ્તો કરી માનસગંગાના ઘાટ ઉપર ગયા ચરણામૃત લીધું અને ગીરીરાજના દર્શને ગયા. વાસે સોએક પંડયાઓનું રાડો પાડતું ટોળું ચાલ્યું આવતું

હતું. મંદિરમાં ગયા દર્શન કર્યા, ત્યાં પણ બુમો પાડતા હતા. રસ્તામાં જ્યાં જુઓ ત્યાં ભીખારી લોકો. આમાંથી કંટાળી મોટરમાં બેસી મોટર હાંકી મુકી તોપણ ગામના ઝાંપા સુધી વાંસે ભીખારી ચાલ્યા આવ્યા. ત્યાંથી પરબારા દાઉદજીનાં દર્શન કરવા રવાના થયા. રસ્તામાં એક વીશી આવી, શાક અને પુરી લઇ ખાધાં. દાઉદજી ત્રણેક વાગે પહોંચ્યા. અમે મંદિરના દરવાજા પાસે પહોંચ્યા ત્યાં તો કોઇએ કહ્યું કે ઝટ ચાલો દર્શન થાય છે. જ્યાં દરવાજા પાસે આવ્યા ત્યાં તો પૂજારી સામે આવ્યો અને કહ્યું કે દર્શન હમણાજ બંધ થયાં. પછી મંદિર જોવા ગયા મંદિર વિશાળ અને ભવ્ય છે. જરા વાર બેઠા પછી પાણી પીધું. ત્યાં પૂજારીજીએ કહ્યું કે કાંઇક રાજભોગમાં-બાલભોગમાં વિગેરે આપો. ઠીક લાગ્યું તે આપી ચાલતા થયા. ત્યાંથી રવાના થઇ જુના ગોકુલ આવ્યા. અહીં તો અમે માન્યું હતું કે શાંતિથી દર્શન કરીશું. કૃષ્ણ ભગવાને શું શું કર્યું તે જોઇશું પણ અમારી ધારણા ન ફળી. અહીં પણ ગોર અને બ્રાહ્મણ લોકોએ રાડો પાડી મનની શાંતિ તોડી પાડી. એટલે દર્શન કરી તુરત મથુરા તરફ રવાના થયા, સાંજે મથુરા ગયા. આહાહા! આપણા અતિ પ્રખ્યાત અને જગત જેને નમે છે એવા હિંદુ ધર્મની આ પતિત દશા? આ કારણનો દોષ તીર્થસ્નાનોના ગોર અને પંડયાઓનો છે. જો હિંદુધર્મને મૂળ સ્થિતિમાં લાવવો હોય તો પારાવાર સુધારા કરવા

પડશે. તે માટે આખા દેશનું માનસિક વાતાવરણ બદલાવવું જોઇએ. એ ક્યારે બને ? ઇશ્વર ફરી અવતાર લ્યે ત્યારે.

## દીવાળી તા. ૧૬-૧૦-૨૫

આજે સવારમાં પણ જમનાજીમાં સ્નાન કરી દસેક વાગે પોલીસ ઇન્સપેકટરને મળવા ગયો. અને ભાઇબીજને દિવસે સ્નાન કરવામાં માણસોની ખુબ ભીડ થશે માટે કાંઇક સ્પેશીયલ બંદોબસ્ત થઇ શકે તેમ હોય તો કરી આપે તેમ કહ્યું. પણ આટલી ભીડમાં સ્પેશીયલ બંદોબસ્ત ન થઇ શકે તેમ તેણે કહ્યું. વિગેરે પરચુરણ વાતો કરી ઘરે આવ્યા. સાંજના મદનમોહનલાલજીની હવેલીમાં દર્શન કરી બજારમાં જરા ફર્યા. આજે રોશની સારી કરવામાં આવી હતી. પછી હોડીમાં બેસી શ્રી જમનાજીની આરતીના દર્શન કરી ઘરે આવ્યા.

## પડવો તા. ૧૮-૧૦-૨૫

આજે સવારમાં સાડા સાતે મોટરમાં વૃંદ્રાવન તરફ રવાના થયા એક કલાકમા પહોંચી ગયા. પરભારા શ્રી રંગનાથજીના મંદિરમાં ગયા, આ મંદિર લક્ષ્મીચંદ શેઠે બંધાવેલું છે. નવ કરોડ રૂપીઆ ખર્ચ થયું છે અને ૨૦ વર્ષે પુરૂં થયું છે. મંદિરમાં પાંચ પ્રદક્ષિણા સર્વ દેવતાઓનાં દર્શન છે એક પછી એક ચોક વટવતા

આખરે રંગનાથજીના મંદિરના દરવાજામાં આવ્યા; ચોગાનમાં મંદિર સામે એક જબરજસ્ત સોનાનો સાડાબારમણનો થાંભલો છે. અને સવામણ સોનાનું ઇંદ્રાસન છે, પગથીયાં ચડયા. સુંદર રંગનાથજીની મૂર્તિનાં દર્શન કર્યાં. મન શાંત થયું, આખુ મંદિર ફરીને જોયું, ખુબ જોયું આ પ્રમાણે કરોડો રૂપીયા ખર્ચી મંદિર બાંધનાર શેઠ કેવા હશે ! તે જોવા ઇચ્છા થઇ. એમની બે વીધવા ઓરત અને અમાપ સમૃદ્ધિ વાંમે મુકી એ તો ઇશ્વરના ધામમાં ચાલ્યા ગયા છે. ઇશ્વરની ગતી ગહન છે. ત્યાંથી શ્રી બીહારીલાલના મંદિરમાં ગયા. પ્રમાણમાં મંદિર નાનું છે, પણ સુંદર છે. સફેદ આરસપાણનું બંધાવેલ છે, ચ્યરસ સંગેમરમરના હરણની શીંગડીઓ જેવા થાંભલા ઉપર સરસ કોતર કામ, એક અપૂર્વ કારીગરોનો નમુનો છે. ત્યાંથી બંસીબટમાં ગયા. અહીં શ્રી કૃષ્ણ ભગવાને છમાસની રાત્રિ બનાવી રાસ કર્યો હતો; દર્શન કરી રાસલીલા થતી હતી તે જોઈ, મથુરા આવવા રવાના થયા. એકદરે વૃંદ્રાવનનું વાતાવરણ શાંત અને પવિત્ર છે. વખત હોય તો ચાર છ દિવસ રહેવા જેવું છે. બપોરના ચારેક વાગે બહાર નીકળ્યા. વિશાળ મહાસાગર જેવા જનસમુદાયમાં મારગ કરતા કરતા શ્રી દાઉદજીની હવેલીમાં નવા રાધાગોપાલના મંદિરમાં અનકુટનાં દર્શન કરવા ગયા. ત્યાંથી ફરતા ફરતા ધકા મુકીનો આનંદ અનુભવતા શ્રી દ્વારકાનાથજીના મંદિરમાં ગયા. અહીં

પણ જન સમુહ પારાવાર હતો, અનકુટ પણ ખુબ કર વામાં આવ્યો હતો, ઠાકોરજીનાં દર્શન કર્યાં અને બહાર નીકળ્યા. જમનાજીને કાંઠે આવી મછવામાં બેઠા અને ધ્રુવઘાટ તરફ હંકાર્યો. ધ્રુવટીલામાં સુંદર મૂર્તિનાં દર્શન કર્યાં. ધ્રુવજી એટલે સત્ય, અને દ્રઢતાનો નમુનો. ત્યાંથી સપ્ત ઋષિ ગયા અહીં વશિષ્ઠ, વિશ્વામિત્ર, જમદગ્નિ, ગૌતમ, ભરદ્વાજ, કશ્યપ, અત્રિ, અરૂંધતી (વશિષ્ઠની સ્ત્રી) એમ સાત ઋષિઓની મૂર્તીઓ છે. સ્થળ સુંદર છે, ત્યાંથી ફરતા ફરતા ઘરે આવ્યા.

૧૯—૧૦—૨૫ ભાઇબીજ

જેને વાસ્તે આટલી આતુરતાપૂર્વક રાહ જોતા હતા તે દિવસ આવી પહોંચ્યો. બપોરના બાર વાગે ઇન્સપેકટર સાહેબે, એક પોલીસ મોકલ્યો અને મછવામાં વિશ્રામઘાટ ઉપર આવવા કહ્યું. મછવો મગાવ્યો સૌ બેઠા. એક ઘાટ વટાવતા આખરે વિશ્રામઘાટ આવ્યા. અહીં વાંસડા બાંધી આડા મછવા રાખવામાં આવ્યા હતા અને તે ઉપર સુંદર શેતરંજીઓ બીછાવી ફરતા ફુલ ઝાડનાં કુંડા ગોઠવી વચમાં ખુરશીઓ મુકી પોલીસના અધિકારી સાહેબો બેઠા બેઠા લહેર કરતા હતા. પોલીસનો બંદોબસ્ત બહુજ સારો હતો. એકી વખતે ૩૦૦—૪૦૦ માણસોને નાહવા માટે છોડતા હતા, સવારના ત્રણેક વાગેથી લોકોએ નાહવાની શરૂઆત કરી હતી.

લોકોનો મહાસાગર ચાલ્યો જ આવતો, દરેકને જમનાફંદામાંથી છુટવાની ઇચ્છા હતી એક પછી એક મછવો વટાવતા અમે વિશ્રામઘાટના પગથીયાપર પહોંચ્યા. પોલીસે બધા લોકોને પગથીયાપરથી ખસેડયા અને અમે નિરાંતે સ્નાન કર્યું. લાખો લોકો સ્નાન કરવા આવ્યા હતા. તે લોકોને પોલીસ ધકકા મારી સગવડતા કરી આપતા હતા, આમાં શું અન્યાય નથી ? પણ જગતનો એક નિયમ છે કે એક બીજાથી ઉતરતી પંકતીના લોકો એક બીજાને દબાવે. આખરે શાંતિથી સ્નાન કર્યું અને લોકોની મેદનીમાંથી પસાર થઇ જમફંદામાંથી નીકળ્યા અને જમનાજીની મૂર્તિનાં દર્શન કરી મછવામાં બેસી ઘરે આવ્યા. સાંજના પાંચેક વાગે જંકશન તરફ ગયા, એક રેલ્વે ગાઇડ લીધી અને પાછા આવ્યા.

તા. ૨૦-૧૦-૨૫ મથુરા

સવારમાં જમનાજીમાં સ્નાન કરી ચા નાસ્તો કરી, બજારમાં થોડી ખરીદી કરવા ગયા. પછી જરા મછવામાં ફરી જમનાજીની આરતીના દર્શન કરી ઘરે આવ્યા.

તા. ૨૧-૧૦-૨૫ મથુરા

મથુરામા જે કાંઇ જોવાનું તથા દર્શન કરવાનું હતું તે કરી લીધું, તેથી સવારમા વાંચવા લખવાનું કર્યું. સાંજના જમનાજીની આરતીમાં ગયા. ધર્મ માણસને

શું કામ જોઇએ ! મનની શાંતિ વાસ્તે. અહીં ઘણા મંદિરોમાં દર્શન કર્યાં, પણ 'કયાંઇ મનની શાંતિ ન મળી ફક્ત જમનાજીની આરતીમા એ મળે છે. સુંદર પીતળની વિશાળ આરતી અંદર ઘીમાં પલાળેલ વાટો અને એનું પ્રતિબિંબ ઝીલનાર પવિત્ર શાંત જમનાજી.

તા. ૨૨-૧૦-૨૫ મથુરા

સવારમાં જ કશને જઇ અયોધ્યા ટ્રેનનો તપાસ કર્યો સાંજે પાચેક વાગે બહાર નીકળ્યા. મછવો લઇ ફરતા ફરતા કંસનો કિલ્લો જોવા ગયા. અટાણે એ ખંડેર છે તે જોવાથી તેની ભવ્યતાનો કંઇક ખ્યાલ આવે છે. આહાહા ! કાળની કેવી ગતી છે ! જ્યાં રાજા કંસ રાજ્ય ચલાવતો, અને જ્યાં વૈભવની છોળો ઉછળતી ત્યા અત્યારે ખંડીયેર છે, તેમાં કાલભૈરવની મૂર્તિ છે શંકરનું સુદર લીંગ છે, જેની કંસ રજા પૂજા કરતો, દેવને પણ ચડતી પડતીના નિયમ લાગુ પડે છે તો મનુષ્ય શું ! રાજા કસ કેવા વૈભવથી પૂજા કરતો હશે ! અને આજે સુપાત્ર બ્રાહ્મણ ગરીબ પૂજારી યથાશકિત પૂજા કરે છે કાંગે મથુરા છોડવું છે, એના કાંઇક સ્મરણો તો લખું ? શહેરમા ૬૦-૬૫ હજાર માણસનો વસ્તી છે રસ્તામાં લાદી પાથરેલી છે બે ત્રણ મોટા રસ્તા શિવાય બીજા રસ્તા સાંકડા અને ગંદા છે શહેરમાં મુખ્ય વેપાર યાત્રાળુઓ ઉપર છે ભીખારીઓનો ત્રાસ ખુબ છે પાહ-

નોની સગવડ પુષ્કળ છે, અહીં મુખ્ય આનંદ જમનાજીના શાંત અને પવિત્ર જળમાં મછવામાં બેસી ફરવાનો અને અને આરતીનાં દર્શન કરવાનો છે. મથુરામાંથી જવાના વિચાર કરતાં મનને અહી રહેવું ગમે છે. પણ કેટલાક દિવસ રહેવું !

## મથુરાથી-અયોધ્યા.

તા ૨૩-૧૦-૨૫

આજે મથુરા છોડવાનું હોવાથી સરસામાન પેક કરી તૈયાર થયા. મથુરા જંકશને ગયા. ૪-૪૦ મીનીટે સાંજના ટ્રેન રવાના થઇ. આગ્રા કેંન્ટોનમેન્ટ, ટુડલા જંકશન વીગેરે પસાર કરતા રાત્રિના બે વાગે કાનપુર જંકશને પહોંચ્યા અહીં ટ્રેન બદલવાની હતી તેથી સામાન ઉતાર્યો, પુષ્કળ સામાન જોઇ એક યુરેઝીઅન ટીકેટ એકઝામીનર આવ્યો અને કહ્યુ કે સામાન જોખવો છે માટે ચાલો. મજુરોએ સામાન ઉપાડયો, જોખ્યો, બરાબર થયો. એટલે ભાઇ વીલું મોઢું લઇ રવાના થયા. લખનૌની બીજી ટ્રેન વાસ્તે તપાસ કરતાં માલમ પડયું કે સવારના ૭-૪૫ મીનીટે રવાના થશે તેથી વેઇટીંગ-રૂમમાં સુઇ રહ્યા. ૨૪-૧૦-૨૫ ના સવારે ચા પીઇ ટ્રેનમાં બેઠા પોણા આઠે ટ્રેન ઉપડી. અહીંનો પ્રદેશ બહુજ ફળદ્રુપ છે. આંબાનાં વન જ્યાં જુઓ ત્યાં

છે. સુંદર કુદરતી સૌંદર્ય અવલોકતા આખરે દસ વાગે લખનૌ પહોંચ્યા. અહીં ટ્રેન બે કલાક પડી રહે છે, બાર વાગે રવાના થયા અને સાડા ચારે સાંજના ફૈઝાબાદ જંકશને પહોંચ્યા. ટ્રેનમાંથી ઉતરી ભાડુતી વાહનોનો બંદોબસ્ત કરવા બહાર નીકળ્યા. ટપા ઘણા હતા, પણ તેમા અમારો તથા સાથેના સામાનનો સમાવેશ થઇ શકે તેમ ન હોવાથી ફોજદારને ગામમા ઘોડા ગાડીઓ લેવા રવાના કર્યો, અને અમે રાહ જોઇ બેઠા પુષ્કળ રાહ જોઇ અંધારૂં થવા આવ્યું પણ ન ઘોડાગાડી આવી કે ન ફોજદાર આવ્યા તેથી ત્યા ટપા ઉભા હતા તે કુલ સાત ટપા અને બે ઝટકા ઠરાવી સામાન મુકાવી રવાના થયા ફૈઝાબાદ શહેર સુંદર છે. તેની બજારોમાથી પસાર થઇ અયોધ્યા રસ્તે રવાના થયા. અયોધ્યા ફૈઝાબાદથી બેએક માઇલ છે. અયોધ્યાની બજારમા આવ્યા, એક ટપાવાળાનો પટો તુટયો અને આગલા ટપાવાળાના ઉપર ઘોડો કુદયો. એક માણસને લાગ્યું, પણ બીજી કંઇ ઇજા ઇશ્વર કૃપાથી ન થઇ આખરે કરમશી દામજી મુંબઇવાળાની ધર્મશાળામાં આવ્યા. ધર્મશાળા સુદર અને સગવડ વાળી છે આખરે ફોજદાર મોટર લઇ સાથે થઇ ગયા



આ દેશની એક જાતી
જેમા સ્ત્રીઓ માથા ઉપર શિંગડાં રાખે છે



જુના ભીંત ઉપર ખગગો ચડે છે

ગલીઓ વટાવતા આખરે હનુમાનગઢી પહોંચ્યા. આસ-પાસ ઘણેક દુકાનો છે. તેમાંથી દર્શને જનાર મીઠાઇ વિગેરે લ્યે છે. અમે પતાસાં લઇ રસ્તે પડયા. આખરે ૫૦-૫૫ પગથીયાં ચડયા અને હનુમાનજતીની સુંદર મૂર્તિનાં દર્શન કર્યાં. હનુમાનજતીનો રામચંદ્રજી માટે ભક્તિ ભાવ કેવો હતો ! સીતાજીએ હનુમાનજીને એક સ્ફટીકની માળા આપી. તે તેઓ મોતી તોડી જોવા લાગ્યા. બીજા વાંદરાઓએ મશ્કરી કરી કે આ કમઅક્કલ માણસ મોતીની કિંમત શું જાણે ! ત્યારે હનુમાનજતીએ કહ્યું કે જુવો ભાઇઓ ! આમાં રામનામ નથી જેથી મારે એ કિંમત વિનાની છે. ત્યારે બીજા વાંદરાઓએ કહ્યું કે, આવા ભક્તિવાળા છો તો તમારી છાતી ચીરવા ઘો એમાં રામનામ નીકળે તો ખરા ભકત. આખરે તેમ કર્યું અને અંદર રામનામ કોતરેલ નિકળ્યું. સાંજના ફૈજાબાદ તરફ ફરવા ગયા હતા.

### તા. ૨૬-૧૦-૨૫ અયોધ્યા

આજે સવારના સાત વાગે નીકળ્યા. પ્રથમ મત-ગજેન્દ્રજીનાં દર્શન કરવા ગયા, રામચંદ્રજીનાં દર્શન કરતાં પહેલાં અહીં દર્શને જવું પડે છે. ત્યાંથી દશરથ રાજાની રાજગાદીનાં દર્શને ગયા. અહીં રામચંદ્ર, ભરત, શત્રુઘ્ન, અને લક્ષ્મણજીની મૂર્તિઓ છે. ત્યાંથી રામચંદ્ર-જીની રાજગાદી, દશરથ યજ્ઞ, કલ્પ ભુવન જ્યાં કૈકેયીએ

રામચંદ્રજી ઉપર કોપ કરી વનવાસ અપાવ્યો તે, પછી ચોવીસ અવતારનાં દર્શન કર્યાં. પછી જન્મસ્થાન, સીતારસોઇ, ને તે પછી કનકભુવન જોયાં. આ મંદિર સુંદર છે, ભગવાનના શણગાર પણ હીરા, માણેક, મોતીના છે, વીગેરે જ્યાં જ્યાં રામચંદ્રજી ભગવાને લીલા કરી તે ઠેકાણેના શાંતિથી દર્શન કર્યાં. બીજાં તિર્થ સ્થળોમાં અને અહીં કેટલોક ફેર છે. મંદિરો સવારના ચારેક કલાક ખુલ્લાં રહે છે. એટલે હવેલીઓની જેમ દર્શનની જરાય ભીડ નથી થતી. દરેક માણસ ફુરસદ પ્રમાણે શાંતિથી દર્શન કરી શકે છે. તેમજ પૂજારીઓ પણ સંતોષી અને સારા છે. ભીખારીઓનો પણ ત્રાસ જરાય નથી. રામચંદ્રજીની ભૂમિમાં આવુંજ હોવું જોઇએ. અહીં મનને શાંતિ મળી અને આનંદ થયો. ક્યાં અયોધ્યાની અત્યારની દશા ! અને ક્યાં અગાઉની દશા ? જ્યાં જુઓ ત્યાં ખંડીએર છે. કાળ દરેકને અસર કરી શકે છે. બધાં દર્શન શાંતિથી કરી ઘરે આવ્યા. સરજુજીમાં સ્નાન કરવા ગયા આનંદથી સ્નાન કર્યું, પછી પાસેજ નાગેશ્વરનાથ શિવનાં દર્શન કરવા ગયા, અને બીલી, ફુલ, જલ વીગેરે ચડાવ્યું. સાંજના ચાર વાગે ફૈઝાબાદ તરફ ફરવા ગયા. ફૈઝાબાદ મોટર સ્ટોર્સમાં કાલે બનારસ જવા મોટર લોરીનો બંદોબસ્ત કર્યો. સ્ટોર્સના માલિક બાબુ કપ્પુ નારાયણને મળ્યા. માણસ ભલો અને મીલનસાર છે. પોતાની

મોટરમાં ફૈજાબાદ શહેર અને કેન્ટોન્મેંટમાં ફેરવ્યા. કેન્ટોન્મેંટ સુંદર છે. એક હજાર ગોરાઓની પલટન અહીં રહે છે. સુંદર વૃક્ષોની વચ્ચે એક છુટો છવાયો બંગલો, સુંદર રસ્તા, અને સરજુ કિનારો, જગ્યા બહુજ સુંદર છે. છ સાત માઇલના વિસ્તારમાં છે. રસ્તાઓ ઉપર સોલજરો આંટા મારતા હતા. કેટલાક ટેનીસ રમતા હતા. કેટલાક ફુટબોલ રમતા હતા. બેંડ વાગતું હતું અને ચારેકોર આનંદ આનંદ છવાઇ રહ્યો હતો. ખરેખર જીંદગીનો ખરો આનંદ અંગ્રેજ લોકો ભોગવે છે. આપણા લોકો એ બાબતમાં નસીબદાર નથી. પછી અમારા ભલા મોટર માલિક અયોધ્યા પહોંચાડી ગયા અને ચા નાસ્તો લઇ વિદાય થયા. અહીંના વિવેકશુન્ય અને અતડા લોકોમાં આ મોટર માલિક અપવાદ રૂપ છે.

### તા. ૨૭-૧૦-૨૫ અયોધ્યા

આજે સવારના બગસરા અમરૂભાઇના ગુરૂમહારાજનાં દર્શને ગયા. ત્યાંથી જાનકીઘાટ, રામઘાટ, વીગેરે જોઇ સુરજુ કિનારા પર ફરતા ફરતા ધર્મશાળામાં આવ્યા. બપોરના સરસામાન પેક કર્યો અને સાંજના પાંચેક વાગે વીકટોરીયા ગાર્ડનમાં ગયા. રાત્રે નવ વાગે મોટર લોરીમાં રવાના થયા અને ફૈજાબાદ સ્ટેશને આવ્યા. અયોધ્યાની કાંઇક યાદગીરીઓ લખું ? આ સ્થળ અને બીજાં તિર્થ યાત્રાના સ્થળોમાં ફેર છે. અહીં રામચંદ્રજીનું મહાત્મ

વિશેષ છે, અને અગાઉના રામરાજ્યની અસર હજી રહી છે. લોકો સંતોષી છે, ગોર લોકોનો ત્રાસ નથી. વસ્તી દશેક હજાર માણસની છે. અહીં મનને સંતોષે એવું છે, ધાર્મિક ભાવમાં વધારો થાય એવું છે. પછી દોઢ વાગે ટ્રેનમાં રવાના થયા. સવારમાં આઠ વાગે બનારસ કેન્ટોન્મેન્ટ પહોંચ્યા. તા. ૨૮-૧૦-૨૫ કેન્ટોન્મેન્ટથી મોટર લોરીમાં બેસી રેવાબાઇ શાઇશંકરની ધર્મશાળામાં આવ્યા. મકાન સુંદર અને સગવડ વાળું છે. પાયખાનાં ફ્લશીંગ સીસ્ટમનાં છે. આ ધર્મશાળા કાશીમાં પહેલા નંબરની સગવડ વાળી ગણાય છે. સાંજના ચાર વાગે બહાર નિકળ્યા. બજારોમા ફરી કાશીવિશ્વનાથના દર્શને ગયા. મૂળ મંદિર ઔરંગજેબે તોડી નાખી મસ્જીદ બનાવી છે તેની પાસે રણજીતસિંહજીએ નવું મંદિર બંધાવી આપેલ છે. આ મંદિર પણ સુંદર છે. શિખર ઉપર સોનાનાં પતરાં છે. દર્શન કરી મણીકર્ણિકા ઘાટ ઉપર થઇને એક સુંદર મછવામાં બેસી ગંગાજીમાં ખુબ ફર્યા અને ઉતારે આવ્યા

તા. ૨૯-૧૦-૨૫ બનારસ.

આજે સવારમાં રીતસર ગંગાજીમા સ્નાન કરવા ગયા, એક એક રૂપિયો ભેટ આપી સ્નાન કર્યું. પછી કાશીવિશ્વનાથના દર્શન કર્યા. અહીં પંડયાઓનો ત્રાસ બહુજ છે. અહાહા ! સ્વાર્થી લોકોએ ધર્મને કેવો બગાડી

નાખ્યો છે ! લોકોમાં ધર્મ ભાવના રહેવા દેતા નથી. સાંજના ત્રણેક વાગે અહીંથી નડીયાદના ચંદુલાલ ગીરધરલાલ સાથે નીકળ્યા. પંડિત મદનમોહન માલવીયાજીએ બંધાવેલી, The Benares Hindu Univercity જોવા ગયા. બારમો એકર જમીનમાં આર્ટસ-કોલેજ, સાયન્સ કોલેજ, એંજીનીયરીંગ કોલેજ, અને ત્રણ હજાર વિદ્યાર્થીઓ વાસ્તે રહેવાની હોસ્ટેલ કોલેજે છે. હોસ્ટેલનાં મકાન સુંદર તથા વિશાળ છે; આવા મકાનોમાં રહેનાર તથા ભણનાર સાધારણ સ્થિતિમાં ઉછરનાર વિદ્યાર્થી, કોલેજમાં ચાર પાંચ વર્ષ રહે તો વિલાસી શું કામ ન થાય ? અભ્યાસ પુરો થયા પછી જગતના પ્રવાહમાં એને વિલાસ મળતો નથી, અને આખરે દુઃખી થાય છે. આટલા લાખો રૂપીયા ખર્ચી વિદ્યાર્થીઓને ભણાવવા અને એની જીંદગીના ૨૦-૨૫ વર્ષ વિદ્યાભ્યાસમાં ગાળવા પછી શું કરે છે ? દેશહિતનું કામ, જાતિ સુધારવાનું કામ, કે કાંઇ ઉપયોગી કાર્ય કે જેથી પોતાને અને દેશને ફાયદો થાય તેવું ન કરતાં, પોતાના નિર્વાહની ચિંતામાં પડે છે. અને આખરે ૪૦-૫૦ રૂપિયાની નોકરી સ્વિકારે છે. આ પારાવાર મહેનત તથા લક્ષ્મી ખરચીને શું ફાયદો મેળવ્યો ! દરેક મનુષ્ય ભણે છે. ભણીને કોઇ ધંધાને ઉત્તેજન આપતા નથી. સુતારનો છોકરો ભણે એટલે પોતાનો મૂળ ધંધો છોડી દીયે છે, એમાં કાંઇ સુધારો વધારો કરતો નથી, નોકરી શોધે છે, આ કેળવણી

લેવાનું ફળ ! અરેરે હિંદુસ્તાન, ભારત ભૂમિ તારી આ દશા ! છેવટે ત્યાંથી નીકળી બજારમાં ગયા, અને કાશીની ત્રાંબા પીતળની કારીગીરી જોઇ થોડી ખરીદી કરી ઘેરે આવ્યા. કારીગીરી ઉત્તમ પ્રકારની થાય છે.

તા. ૩૦-૧૦-૨૫ બનારસ

સવારના બે ગોરોનો ઝગડો પતાવ્યો, અને ખોટા ગોરને રૂખસત આપી. તિર્થક્ષેત્રમાં કપટ, અને ખોટું બોલવાવાળા મળે છે એ જોઇ દુઃખ થયું. સાંજના પાંચેક વાગે શ્રી કાળભૈરવના દર્શન કરવા ગયા. આ કાશીના કોટવાળ કહેવાય છે. કાળભૈરવનાં દર્શન કર્યા પહેલાં કાશીની યાત્રા સફળ થતી નથી. મૂર્તિ ભયાનક છે. દર્શન કર્યા પછી પુજારીજી પાસે ગયા, જેમણે મ્રણ દંડીકા અડાડયા અને કાળભૈરવના દોરા બાંધી આપ્યા. રાત્રે સાડા નવે ન્યુજપાનીઝ સરકસ જોવા ગયા. અંગકસરતના ખેલો સારા હતા. જાનવરોમાં રૂમી ઘોડા, કુતરાં અને વાંદરા હતાં તેમણે પણ સારૂં કામ કર્યું હતું.

અનેક સ્ટેશનો વટાવતી ટ્રેન આખરે રાત્રિના એક વાગે ગયાજી પહોંચી. ગોર શ્યામલાલ વિઠલના ગુમાસ્તા સુરજમલ અને મોટર, સ્ટેશને આવ્યાં હતાં. એક બીજી મોટરલોરીમાં સામાન ભરાવી મેંદીબાગમાં આવ્યા. આ મકાન ગોરશ્રીએ બંધાવેલ છે. સુંદર આબોહવા અને સગવડતાવાળું છે.

તા. ૧-૧૧-૨૫ ગયાજી

સવારમાં તો ખાસ કાંઇ ન કર્યું. બપોરના ગામ જોવા ગયા. વસ્તી એકાદ લાખ માણસની છે. ગામ ગંદુ છે. અહીં મરી ગયેલ પિતૃઓના શરાવણા શિવાય બીજું કાંઇ મહાત્મ્ય નથી. રાત્રે આઠ વાગે કલકત્તા જવા રવાના થયા. શાંતિથી સુતા. સવારના આઠ વાગે હાવરા જંકશને પહોંચ્યા.

તા. ૨-૧૧-૨૫

જીવણલાલ એન્ડ કંપનીનો માણસ સામો આવેલ હતો. મોટરમાં સામાન મૂકયો, અને અમે બેસી રવાના થયા. ગંગાજીના પૂલ ઉપર થઇ મકાને પહોંચ્યા. સ્નાન વિગેરે કરી જમ્યા. અને ઝુઓલોજીકલગાર્ડન જોવા ગયા. અહીં માણસ દીઠ એક એક આનો લઇ જવા દીયે છે. અહીં દુનિયામાંના દરેક જાતનાં પક્ષિઓ અને જાનવરો રાખેલ છે. સંગ્રહ ચારેક માઇલના વિસ્તારમાં છે. બરા-

અર જોતાં ચારેક દિવસ તો જરૂર થાય, તેને બદલે અમે એ અઢી કલાકમાં જોયું. ત્યાંથી ન્યુમારકીટમા ગયા, રચના સુંદર છે. દરેક જાતનો સરંજામ અહીંથી મળી શકે છે. ત્યાંથી રસ્તા ઉપર ફર્યા. અહીંનો રસ્તો વિશાળ પહોળો અને સુંદર છે. શહેરની વચમા પાર્ક રાખેલા છે. પછી જીવણલાલ એન્ડ કું. નું એલ્યુમીનમ વર્કસ જોવા ગયા. આ કારખાનામાં હઝારેક મજુર કામકાજ કરે છે. વ્યવસ્થાપકો કાઠિયાવાડી છે. એલ્યુમીનમના પતરા વિલાયતથી આવે છે. અહીં તેના તપેલાં, પ્યાલા, થાળીઓ, ટીફીન કેરીઅરો વિગેરે બનાવવામા આવે છે, તે જોયા પછી ઉતારે આવ્યા.

તા. ૩-૧૧-૨૫ કલકત્તા

આજે સવારના ચા નાસ્તો કરી પરવાર્યા. કેટલાક કાઠિયાવાડી ભાઇઓ મળવા આવ્યા હતા. જમીને દાદાજીનો બગીચો જોવા ગયા અહીં જૈનોના દેરાં છે. પારસનાથ ભગવાનનું મંદિર સુંદર છે. ફરતો વિશાળ બગીચો છે. પછી મલીકકોઠી જોવા ગયા. રાજા મલીક એક મોટા જમીનદાર છે તેમણે એક મહેલ બનાવ્યો છે એની અંદર ચિત્રોનો સંગ્રહ તથા પુતળાંઓનો સંગ્રહ બહુજ જોવા લાયક છે. લાખો રૂપિયા ખર્ચી આ સંગ્રહ ભેગો કર્યો છે. ખરેખર આ એક કળાનો નમુનો છે જો આટલા રૂપિયા આપણા ગરીબ કારીગરોના ઉત્તેજનાર્થે ખર્ચાયા હોત

તો દેશનું કેટલું કલ્યાણ થાત ? ત્યાંથી નિકળી વિક્ટોરીયા મેમોરીયલ જોવા ગયા. મકાનમાં રાણી વિક્ટોરીયાના વખતના ફોટાઓ રાખ્યા છે તથા અંગ્રેજી સેનાનીઓના ફોટાઓ પણ છે. વ્યવસ્થા અને ચોખાઇ ઉત્તમ પ્રકારની હતી. ત્યાર બાદ કાળી માતાના મંદિરે દર્શન કરવા ગયા. મંદિરની અંદર પ્રદક્ષિણા કર્યા, માંસ લોહીની દુર્ગંધ આવતી હતી. આહાહા ! નાલાયક પંડયાઓએ દેવીને કેવા ભોગ આપવાની પ્રથા પાડી દીધી છે ! પછી સાંજના સાત વાગે હાવરા સ્ટેશને ગયા મુંબઇ મેઇલમાં બેઠા. આઠ વાગે મેઇલ રવાના થઇ અને સવારના ચારે ગયાજી પાછા પહોંચી ગયા. એકંદરે કલકતામાં ચોખાઇ છે. સુંદરતા છે, હવા પાણી સારાં છે.

## કલકતાથી શ્રીનાથજી

તા. ૪-૧૧-૨૫ ગયાજી

સવારમાં ગામ જોયું. બપોરના ચારેક વાગે બુદ્ધગયાજી જવા રવાના થયા. આ ગયાજીથી સાત માઇલ દુર છે. વીશેક મીનિટમાં ત્યાં પહોંચી ગયા. આ સ્થાનમાં બુદ્ધભગવાને તપશ્ચર્યા કરી અને જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. અહીં એક બુદ્ધભગવાનનું સુંદર દેવળ છે. મૂર્તિ શાંત અને ભવ્ય છે. શાંતિથી દર્શન કર્યાં. જ્યાં ભગવાને બેસીને જ્ઞાન મેળવ્યું તે વડ તથા ઓટો જોયો. અહીં

એક મહંતજી તથા બસો અઢીસો સાધુઓ રહે છે. સર્વે સાધારણ હિંદુ ધર્મની પતીત દશામાં દેખાયા. અહીં કાંઇ વિશેષતા જોવામાં આવી નહિ. પછી ગયાજી આવી રાત્રે આઠ વાગે અલ્હાબાદ જવા એકસપ્રેસમાં રવાના થયા. સવારનાં પાંચ વાગે અલ્હાબાદ સ્ટેશને પહોંચ્યા. અને ગોકલદાસ તેજપાલની ધર્મશાળામાં આવી ઉતર્યા.

તા. ૫-૧૧-૨૫ અલ્હાબાદ

ધર્મશાળાનું મકાન વિશાળ અને હવા અજવાળાની સગવડતાવાળું છે. પણ વ્યવસ્થા બરાબર નથી.

સાંજના બહાર નિકળ્યા. કલોથ મારકીટ, શાક મારકીટ, વિગેરે જોયાં. એકંદરે શહેરની બાંધણી સરસ છે વસ્તિ દોઢ લાખ માણસની છે. રસ્તા પહોળા અને સાફસુફ ઠીક રહે છે.

તા. ૬-૧૧-૨૫

સવારમા સાડાનવે ત્રિવેણીમાં સ્નાન કરવા રવાના થયા. જમનાજીના કિનારેથી મછવામાં બેઠા. મછવો રવાના થયો. જમનાજીના વિશાળ મહાસાગર જેવા પટમાં, માતાના ખોળામાં બાળક રમત કરતું જાય તેમ મછવો ચાલ્યો જતો હતો. સૂર્યદેવના કિરણોનાં પ્રતિબિંબ પાણીમા પડતાં હતા; આખરે એક કલાક ચાલ્યા

ત્યાં તો ગંગાજીનું સફેદ જળ રૂપેરી ચળકાટ મારતું નજરે પડયું. દસેક મિનિટમાં જ્યાં બન્ને પતિતપાવની મહાનદીઓનો સંગમ થાય છે ત્યાં ગયા. અહીં લાકડાના પાટલા ગોઠવી ગોર લોકો બેઠા હોય છે. પાટલા પાસે મછવો નંગરાવ્યો. વિધિપૂર્વક સંગમનું પૂજન કર્યું. અહીં સરસ્વતી પણ પાતાળમાંથી નિકળી ગુપ્ત રીતે મળે છે. તેમાં સ્નાન કર્યું. અહીં આટલે દુર પણ ભિખારી લોકો હતા. કેટલાક બાવા સાધુ, મછવામાં એક છાપરૂં બનાવી અંદર ઠાકોરજીની મૂર્તિઓ પધનાવી મછવા સાથે ચાલી યાત્રાળુઓને હેરાન કરતા હતા. આખરે એ બધામાંથી રસ્તો કરી, મછવામાં બેસી રવાના થયા અને કિલ્લો જોવા ગયા. આ કિલ્લો રાજા અશોકે બનાવેલો છે. તેની દિવાલો રીપેર નથી કરેલ છતા પણ હજી તે બહુજ સારી સ્થિતિમાં છે અને જમના નદીનો પાણીનો માર સહન કરે છે. કિલ્લાના દરવાજામાં ગયા. અંદર તો બીજો દરવાજો છે ત્યાં સારજંટ પહેરો ભરતો હતો. તેણે એકે પોલીસને સાથે મોકલ્યો. કિલ્લાની રચના સુંદર છે. પાંચસો માણસોની ગોરી પલટન રહે છે. અહીં એક Ammunition બનાવવાનું કારખાનું છે, તે બીજા લોકોને જોવા દેતા નથી. એમ અનેક મકાનો અને રસ્તા પસાર કરતા અમે અક્ષય વડના ભોંયરા પાસે પહોંચ્યા. અંદર ઉતર્યા. અંધારૂં પુષ્કળ હતું. એક પંડયો આરતી લઇ આગળ ચાલતો હતો અને દેવ દેવીઓનાં

દર્શન કરી અક્ષયવડ તથા પ્રયાગરાજનાં દર્શન કરી બહાર નિકળ્યા, પાછા મછવામાં બેઠા અને ઘરે આવ્યા.

તા. ૭–૧૧–૨૫ અલ્હાબાદ

સવારમાં પોસ્ટઓફીસમાં એક મનીઓર્ડર લેવા ગયા. બપોરે ચોક બજારમા થોડી ખરીદી કરી અને ત્યાંથી ખુશરૂબાગમાં ગયા. આ બાગ પુરાણી દશામાં હવે નથી રહ્યો. ત્રણ ગુંબજ છે. એકમાં રાણી જોધબાઈની કબર છે, બીજામાં ખુશરૂની, અને ત્રિજામાં તેની બેગમ પીયારાણાનુની કબર છે. આ ગુંબજોની કારીગીરી સુંદર છે. ત્યાંથી નિકળી હાઈકોર્ટ, વિગેરે મકાનો પાસે નીકળ્યા, અને બાયસ્કોપ જોવા ગયા, ફાલકે એન્ડ કંપનીની મા દુર્ગાની ફીલમ ઘણી સારી હતી.

તા. ૮–૧૧–૨૫ અલ્હાબાદ

સવારમાં સામાન પેક કરાવ્યો. બે વાગે બપોરના એક્સપ્રેસ ( Express ) માં પુશ્કરરાજ જવા રવાના થયા. સાંજના સાત વાગે કાનપુર આવ્યા. એક વાગે ટુંડલા જંકશન પહોચ્યા, અહીં ટ્રેન બદલવાની હતી. સામાન નીચે ઉતાર્યો. તપાસ કરતાં માલુમ પડયું કે સવારે સાડા પાંચે બીજી ટ્રેન મળશે.

### તા. ૯-૧૧-૨૫ ટ્રેનમાં

સવારમાં સાડા પાંચે ટ્રેન આવી, છ વાગે રવાના થઇ. એક કલાક બાદ આગ્રા ફોર્ટ ટ્રેન બદલાવવી હતી. અહીંથી હવે મીટર ગેઇજની ટ્રેન શરૂ થાય છે. બપોરના બાર વાગે બાંડીકુઇ આવ્યા. એક ટીકેટકલેક્ટર આવ્યો, અને કહ્યું મારે સામાન જોખવો છે. કાંટા ઉપર સામાન ચઢાવ્યો. કુલ વજન નવ મણ થયું. રેલ્વેના ધારા મુજબ અમારો છ મણ વજનનો માલ જઇ શકે તેથી સાહેબે નવ મણનો અલ્હાબાદથી અજમેર સુધીનો ડબલચાર્જ રૂા. ૪૭-૧૩-૦ કર્યો. બે વાગે મેઇલમાં બેઠા. રાત્રે નવ વાગે અજમેર જંકશને ઉતર્યા.અજાણ્યું શહેર, કોઇ ઓળખીતું નહીં. સામાન ઉતરાવ્યો. અહીંના મજુરલોકો બહુજ નાલાયક અને લુચ્ચા છે. બે જણાના નંબર કોટના ખિસ્સામાં નાખ્યા અને હીરાચંદ શેઠની સરાઇમાં ગયા. મકાન સારૂં અને સગવડવાળું છે, રાત્રે સુઇ રહ્યા.

### તા. ૧૦-૧૧-૨૫

સવારમાં એક મોટરડ્રાઇવર આવ્યો. તેની સાથે પુષ્કરરાજ જવા માટે મોટરનો ઠરાવ કર્યો. જમ્યા, બાર વાગે મોટર આવી. અજમેરથી પુષ્કરરાજ આઠ માઇલ છે. રસ્તો પહાડમાંથી જાય છે. સુંદર વન, અને ચઢાવ ઉતારનો રસ્તો છે. ખુબ ટાઢ હતી તેથી સીસકારા કરતા એક વાગે પુષ્કરરાજ પહોચ્યા; પુષ્કરસરોવરમાં સ્નાન કર્યું.

બ્રહ્માજીના દર્શન કરવા મંદિર તરફ જવા પ્રયાણ કર્યું પણ મંદિર બંધ હતું. એટલે પાછા મોટરમાં અજમેર આવવા રવાના થયા. ચા વિગેરે પીધા પછી મૂળચંદ સોનીનું મંદિર જોવા ગયા. મંદિર વિશાળ છે. આ મંદિર જૈન શ્વેતાંબરો માટે છે. અંદર ગયા. સોનાની અયોધ્યા, રામચંદ્રજીની સેના, વિગેરે પીતળની કારીગીરી બહુજ સારી કરી છે. ત્યાંથી દોલતબાગ જોઇ સરાઇ પાછા આવ્યા. રાત્રે દસ વાગે રીઝર્વ થર્ડકલાસમા શ્રીનાથજી જવા રવાના થયા.

તા ૧૧-૧૧-૨૫

સવારના છ વાગે ચીતોડગઢ જંકશન આવ્યું. જરા સૂર્યોદય થયો એટલે ચીતોડ શહેર દેખાણું. ડુંગર ઉપર આખું શહેર છે, કિલ્લો શહેર ફરતો છે. બાંધણી સુંદર છે. રાણાપ્રતાપ વિનાનું ચીતોડ તેજહિન દેખાતું હતું. કયા તે વખતનો કાળ અને કયાં આજનો! દેશ સ્વતંત્ર હતો, શૌર્ય હતું, સમૃદ્ધિ હતી અને આજે સર્વવિહીન એ થઇ ગયો છે. દસ વાગે નાથદ્વારા સ્ટેશને ઉતર્યા અને મોટરલોરીમા શ્રીનાથજી જવા રવાના થયા સ્ટેશનથી શ્રીનાથજી ૧૭ માઇલ દુર છે. બપોરના આરામ લીધો આ પ્રદેશ સાવ ઉજ્જડ છે. રસ્તામાં ગામડા બહુજ નાના નાના આવે છે અહીં લક્ષ્મીદાસ શેઠની ધર્મશાળામા ઉતર્યા. મકાન વિશાળ અને સર્વ સગવડ વાળું છે.

તા. ૧૨-૧૧-૨૫ શ્રીનાથજી

સવારમાં આઠ વાગે શ્રીનાથજીના રાજભોગનાં દર્શન કરવા ગયા. અહીં આઠ વખત દર્શન થાય છે. પણ દરેક દર્શન ૧૫-૨૦ મિનીટથી વધારે ખુલ્લાં રહેતાં નથી એટલે ભીડ પુષ્કળ રહે છે. મંદિર સાંકડુ છે તેથી અંધારૂ રહે છે. કૃષ્ણભંડાર જોવા ગયા. અહીં સોના રૂપાની કસ્તુરી તથા કેસર દળવાની ઘંટીઓ છે. મહારાજની ઘોડાર તથા ૩૦૦ વર્ષ પહેલાં ગીરીરાજથી ઠાકોરજી અહીં આવ્યા તે વખતનો રથ છે, તે જોયો. અહીંના લોકો કહે છે કે આ રથમાં બેસી ઠાકોરજી રોજ રાત્રે વનરાવન જાતા હતા અને રાસ ખેલતા. સવારમાં દિવસ ઉગ્યા પહેલાં પાછા આવી જાતા. બપોરના પણ ઉત્થાપનનાં દર્શન કર્યાં. ઠાકોરજીની મૂર્તિ શ્યામ તથા સુંદર છે મીરાંબાઇના ભક્તિ ભાવને આધીન થઇ ઠાકોરજી અહીં આવીને રહ્યા, પણ હવે એ ભાવ જોવામાં આવતો નથી. ફક્ત વૈશ્નવો પાસેથી લાખો રૂપિયા કઢાવવામાં ઠાકોરજીના નામનો ઉપયોગ કરે છે. અહીંના ગોરધનલાલજી મહારાજ ટીકાયત મહારાજ કહેવાય છે. એમને ૬૪ ગામ છે ઉદેપુર મહારાજે આપેલ છે, તથા First class Magistrateનો અખત્યાર પણ આપેલ છે. પોલીસ ઘરની છે.

તા. ૧૩-૧૧-૨૫ શ્રીનાથજી

સવારમાં શ્રીનાથજીના રાજભોગનાં દર્શન કર્યાં. સાધારણ લોકોને દર્શનનો ખુબ ત્રાસ થાય છે. મંદિર

સાકડું હોવાથી બહુજ ગીરદી થાય છે. અને ઝાપટીયા લોકો ગીરદી ઓછી કરવા લુગડાની લાકડી જેવી સોટીઓ બનાવે છે તે મારે છે. મંદિરમાં દર્શન કરવા જનારે ધોતીયું જ પહેરવું પડે છે. પાટલુન કે સુરવાલ પહેરી કોઈ મંદિરમાં જઈ શકતું નથી, તેમજ રજા ચીઠી વિના ગામ બહાર જવાતું નથી. અને ઠાકોરજીના ભોગમાં અમુક રકમ આપ્યા વિના સમાધાનીજી રજા ચીઠી કાઢતા નથી. આ ત્રાસ પૈસાદાર લોકો માટે નથી ગરીબ અને મધ્યમ વર્ગના લોકોને વાસ્તે છે. ગરીબ બિચારા બધી તરફથી પીલાય છે. આ લોકો રળે અને તવંગર મોજમજા કરે, આ પણ ઇશ્વરનો એક ન્યાય ? સાંજના વૃંદાવનબાગ તથા લાલબાગ જોવા ગયા લાલબાગ સુંદર છે બાગની વચમા એક નાનો બંગલો છે. તે પણ સુંદર છે ફરનીચર, પેઇટીંગો વિગેરે પણ સારાં અને વ્યવસ્થિત ગોઠવેલાં છે શ્રીનાથજીમાં વીસ હજાર માણસની વસ્તી છે. ઘણાખરા મકાનો મંદિરના છે. બધી વસ્તીનો આધાર મંદિર ઉપર જ છે. રસ્તા સાંકડા છે અહીં ધર્મશાળાઓ ઘણી છે, તે પણ શ્રીનાથજીને અર્પણ કરેલી છે.

### તા. ૧૪-૧૧-૨૫ શ્રીનાથજી

આજે સવારમા ગ્વાલના દર્શન સાત વાગે કરવા ગયા. પછી મહારાજ ગોરધનલાલને તથા તેમના ચીરંજીવી દામોદરલાલને મળ્યા. ગોરધનલાલ મહારાજ વૃદ્ધ



મદુરા તરફ
કુવામાંથી
પાણી
ખેંચવાની
રીત



ગાણગંગા
ઉતરતી
ખતે ત્રાપા
પર મોટર
સહિત

અને અનુભવી છે. વાતચીત કરી રજા લીધી ઉતારે આવ્યા. સામાન ગાડામાં રવાના કરાવ્યો. અમે બે વાગે મોટરમાં રવાના થયા. ચાર વાગે નાથદ્વારારોડ સ્ટેશને પહોચ્યા. અગાઉ રીઝર્વ ડબો મંગાવ્યો હતો તે મુજબ આવી ગયો હતો તેમા સામાન મુકાવી બેઠા. છ વાગે ટ્રેન આવી રવાના થયા. ચીતોડગઢ સ્ટેશને ડબો કાપી અજમેરની ગાડીમાં લગાડયો.

તા. ૧૫-૧૧-૨૫ ટ્રેનમાં

સવારમાં અજમેર જંકશને આવ્યા. સાડા દસે લોકલમાં ડબો લગાડયો. અનેક નાના સ્ટેશનો વટાવતા આખરે રાત્રે બે વાગે સિદ્ધપુર સ્ટેશને પહોચ્યા. સવાર સુધી વેઇટીંગરૂમમા સુઇ રહ્યા.

તા. ૧૬-૧૧-૨૫ સિદ્ધપુર

સિદ્ધપુર આનંદભુવન ધર્મશાળામાં ઉતર્યા. બપોરના વિશ્રાંતિ લઇ શ્રી સરસ્વતી માતાનાં દર્શન કરવા ગયા. રાજારામ ગોર શેઠ બીહુલાલ મીલવાળાની મોટર લઇ આવ્યા હતા. સરસ્વતી માતાનું મંદિર નાનું પણ સુંદર છે. અડખે પડખે મકાન પણ સારાં છે. ત્યાથી ગોવિંદ માધવના દર્શન કરવા ગય. આ મંદિર પણ સુંદર છે. ત્યાંથી રૂદ્રમાળ જોયો પણ એ સાવ ખંડીયેર થઇ ગયું છે. પછી શેઠ બીહુલાલ મીલવાળા ને મળવા ગયા- વાતચીત કરી, પછી એમની મીલ જોઇ. આ મીલ ચૌદ હઝાર સ્પીંડલની છે. સાધારણ માદરપાટ જેવું કાપડ કાઢે છે આ ગંચાકામે આપણા હાથ વણાટ-

ની કારીગીરીનો કેટલો નાશ કર્યો ? દરેક માણસ પોતાનું રળી ખાતો. આવી સખ્ત મોંઘવારી ન હતી. એક માણસ માટે આટલા બધા માણસો રળે. બિચારા મહેનત કરનારાઓને સુડીદાર પેટ પુરતું પણ આપતા નથી.

તા ૧૭–૧૧–૨૫ સિદ્ધપુર

સવારમાં સરસ્વતીમાં સ્નાન કરવા ગયા. પાણી બીલકુલ સુકાઇ ગયું હતું, દોઢક ગાઉ રેતીમાંજ જવું, અહીં બ્રાહ્મણ લોકોએ ખોદી એક નેહર બનાવી છે. રીતસર સ્નાન કર્યું. દેહ શુદ્ધિની વિધિ થઇ, પછી બિંદુ સરોવર ગયા. અહીં બુદ્ધ ભગવાને એમની માતા દેવહુતીનું શ્રાદ્ધ કર્યું હતું. જેથી માતૃ શ્રાદ્ધનું વિશેષ મહાત્મ્ય છે રામભાઇએ અને બીજા લોકોએ શ્રાદ્ધ કરાવ્યું. શુકલ વિદ્વાન હતો અને રીતસર શાસ્ત્ર વિધિ પ્રમાણે કરાવ્યું. આપણા શાસ્ત્ર લેખકોઓ બહુ વિચાર અને મહેનત કરી દરેક વિધિ મૂકી છે પણ એ આચરણ કરવા વાળા ગયા.

પછી સાંજે છ વાગે ટ્રેનમાં બેઠા. મહેસાણા, વીરમગામ જંકશને ટ્રેન બદલી વઢવાણ જંકશન પસાર કરી સવારે છ વાગે થાન રોડ સ્ટેશને ઉતર્યા.

દર્શન કર્યા. કાઠિયાવાડ દેશ પહેલા રજપુતોનો હતો. અહીં માંડના ડુંગરોનો આશ્રય લઇ કાઠીઓ રહ્યા અને એમની શુદ્ધ નીતિ, આચરણથી પ્રસન્ન થઇ સૂર્યદેવે સહાય કરી. કયા અગાઉના કાઠીઓ ! અને હાલના કેવા વ્યસની, વ્યભિચારી, અને અજ્ઞાન છે. જેમ વખત, તડકો અને છાયડો બદલાય છે તેમ દશા પણ પલટાય છે.

તા. ૧૯-૧૧-૨૫ સૂરજદેવળ, ગુરૂવાર

સવારમા ગૌમુખી ગંગાના તથા ઓલીયા ઠાકરનાં દર્શન કરવા ગયા. આ સ્થાન અહીંથી બે માઈલ દૂર છે. પહેલા ગૌમુખી ગંગામા સ્નાન કર્યું. અહીં એક નાનો ફક્કડ કુંડ બાધેલો છે. તેમાંથી કાયમ પાણીનો ધોધ ચાલ્યો જાય છે. ચોમાસામા પાણી વધતું નથી અને ઉનાળામા પાણી ઘટતુ નથી. સતત એમને એમ ચ હ્યું જાય છે. ફરતા સુંદર કેવડાના વૃક્ષો છે. પાસેજ એક ટેકરી ઉપર ઓલીયા ઠાકરની એક સુંદર નાની દેરી છે. અને તેની પાસે એક મકાનમા બે સુપાત્ર સાધુઓ રહે છે. ત્યાથી ઘરે આવ્યા. સાજના શ્રી સૂર્યદેવના દર્શન કર્યા. મૂર્તિ સુંદર છે. સ્થાન પણ સુંદર છે. જ્યા જુઓ ત્યા કુદરતી સૌંદર્ય. મનુષ્યની વસ્તિ ઓછી પણ કાઠીદરબારોની મદદને અભાવે ઇષ્ટદેવને રહેવા સારૂં મંદિર પણ નથી. એક કાચા માટીના ઓરડામાં નિવાસ કર્યો છે અહીંના મંહત શ્રી ભગવાનદાસજી મહારાજ વ્યવસ્થા ઉત્તમ પ્રકારની રાખે છે. વિદ્વાન અને લાયક મહંત છે. ઘણુ ફર્યા, ઘણી સુંદરતા જોઇ, સુંદરતા એટલે શુ ? નવિ-

નતા એટલે શુ ? પહેલી દ્રષ્ટિએ જોનારને નવિન અને સુદર લાગે પછી એ જોવાનુ મન થતુ નથી આમા સુંદરતા અને નવીનતા એ શબ્દનો અર્થ શુ રહ્યો ?

તા ૨૦-૧૧-૨૫ સૂર્યદેવળ, શુક્રવાર

સવારના સામાન પેક કર્યો, બપોરે જગ્યા બે વાગે રવાના થયા ચાર વાગે થાન આવ્યા, વાસગીની જગ્યામા ગયા વાસગી દાદાના દર્શન કર્યા જગ્યા પાસે એક તળાવ છે પણ વરસાદને અભાવે પાણી નથી ત્યાથી જુના સૂરજદેવળ ગયા આ જગ્યા એક ટેકરી ઉપર છે પણ ઉજડ ટેકરી છે મકાનો સાવ જીર્ણ થઇ ગયા છે મૂળ આ કાઠીઓની જગ્યા હતી પણ અત્યારે લખતર સ્ટેટની હદ છે એટલે કાઠીઓને તથા સ્ટેટને તકરાર થઈ અને નવુ સૂરજદેવળ બધાણુ અને આને છોડી દીધુ પછી સ્ટેશને આવ્યા રાત્રે આઠ વાગે ટ્રેન આવી, રવાના થયા વાકાનેર, રાજકોટ તથા જેતલસર જ કશન પસાર કરી સવારે સાત વાગે જુનાગઢ પહોચ્યા

તા ૨૧-૧૧-૨૫

સ્ટેશને શાતિભાઇ તથા કાળાબશીયા આવ્યા હતા. અનત ધરમાલયમા ઉતર્યા મકાન સુદર અને વિશાળ છે સાજના ચાર વાગે કાળાબશીયાએ સ્થાપેલ શ્રો સૂર્ય-નારાયણ સાહિત્ય આશ્રમની વીઝીટ લીધી હજી શરૂઆત છે વ્યવસ્થાપકનો ઉત્સાહ અને સ્વાથ ત્યાગ ખુબ છે જેથી તેમા ઇશ્વર જરૂર સહાય કરશે ત્યાર બાદ ઉપરકોટ જોવા

ગયા. અહીં જુનાગઢ ઉપર રા'વંશના રાજાઓ રાજ્ય કરતા હતા તે વખતનો એ બાંધેલ છે. હવે તો જીર્ણ સ્થિતિમાં છે. અંદર બે મોટી તોપો રાખેલી છે. બજારમાં થઈ સ્વામીનારાયણ ભગવાનનાં દર્શન કરવા ગયા. મંદિર વિશાળ અને સુંદર છે. ફરતાં મકાનો પણ બહુજ સારાં છે. પૂરાણી હરિવલ્લભ પણ સારા અને પવિત્ર માણસ છે.

તા. ૨૨-૧૧-૨૫ જુનાગઢ

સવારના છ વાગે ગિરનાર પર ચઢવા રવાના થયા. ગામ બહાર નીકળ્યા, ગિરનારની તળેટી આવી. દામોદર કુંડમાં સ્નાન કર્યું, દામોદર ભગવાનનાં દર્શન કર્યાં અને બરાબર સાડા સાતે પગથીયાં ચઢવા શરૂ કર્યાં. પગથીયાં બહુ સરસ રીતે બાંધેલ છે. એક કલાકમાં માળી પરબ આવ્યા, પાણી પીધું, જરા વિશ્રાંતિ લીધી પાછું ચઢવું શરૂ કર્યું. દસ વાગે ઉપરકોટમાં ગયા. અહીં આવતાં ૩૫૦૦] પગથીયા પુરા થાય છે. અહીં પણ વિશ્રાંતિ લઈ અંબાજી માતાનાં દર્શન કરવા રવાના થયા. માતાજીનાં દર્શન કરી ગૌમુખી ગંગાના દર્શન કર્યાં ત્યાંતો સાડા અગીયારનો શુમાર થયો. એટલે જગન્નાથ સ્વામીની પત્થરચટ્ટીની જગ્યામા ગયા. રણછોડરાયનાં દર્શન કર્યાં. જમ્યા. આ જગ્યા બહુજ સુંદરસ્થળ પર બાંધેલ છે. સ્વામી પણ સારા વિવેકી અને લાયક છે બપોરે ચાર વાગે ઉપરકોટમાં પાછા આવ્યા. જૈનોનાં મંદિર જોયાં, અને નીચે ઉતરવાની શરૂઆત કરી. પાંચેક વાગે માળીપરબ આવ્યા, જરા વિશ્રાંતિ લીધી

પાણી પીધું અને પાછા ઉતરવા લાગ્યા. છ વાગે તળેટી-મા આવ્યા ગિરનાર ઉપર ચઢયા ત્યારે થાક લાગતો હતો. શ્વાસ ચડતો હતો, અને બસો પાંચસો પગથીયાં ચઢી થાક ખાવો પડતો; અને નીચે ઉતરવામાં સડસડાટ ઉતરી ગયા તેવું જ મનુષ્ય જીવનનું જ છે જીવનને ઉંચા અને સાગ માર્ગ પર લઇ જવું હોય તો મુશ્કેલીઓ પારાવાર નડે છે તેમા મનને મજબુત રાખી માર્ગ કરવાનો હોય છે. અને જીવનને છુટું મુકવામાં અને કાંઇ Principle વગર નું કરવામાં જરાય જેવી મહેનત નથી આખરે પારાવાર દુઃખ થાય છે. યાત્રામા આનંદ આવ્યો, નવા અનુભવ થયા, કવિવર બર્કે કહ્યુ છે કે, Nay it is thousand times better to have accompanyment of woods and jungle than to have the accompanyment of Ladies. તે યથાર્થ છે. જીદંગી એટલે શું ? ખાવું પીવું આનંદ કરવો ? એતો પશુ પણ કરે છે ત્યારે મનુષ્ય અને પશુમાં ફેર શું ? સર્વેશ્વરે મનુષ્યને બુદ્ધિ આપી છે ! તે પશુમા નથી પણ એ ઇશ્વરદત્ત બક્ષીસનો શું ઉપયોગ થાય છે ! સાચું ખોટું, અન્યાય લમાડીવેડા કરી પોતાનો સ્વાર્થ સાધવા ? એક કવિએ ગાયું છે કે માણુસોમા હાલ જે વૃતિ છે તે ન હોય તો દુનિયા સ્વર્ગ હોત !

તા. ૨૩-૧૧-૨૫ જુનાગઢ

સવારે દસ વાગે મણીલાલ કેશવલાલ એકાઉન્ટ ઓફીસરને ત્યા ચા પીવા ગયા. સાંજના સકરબાગ તરફ

ફરવા ગયા. આ બાગ પણ પડતી દશામાં છે. પાછા વળતાં નરસિંહ મ્હેતાનો ચોરો જોવા ગયા. મંદિરમાં દામોદર ભગવાન, એક બાજુ શામળીયોજી તથા બીજી બાજુ નરસિંહ મ્હેતો એમ ત્રણ મૂર્તિ છે. જ્યાં દામોદર ભગવાન નરસિંહ મ્હેતાને મળ્યા તે ચોક છે. પછી ઘરે આવ્યા.

તા. ૨૪-૧૧-૨૫ જુનાગઢ

સવારમાં તો ખાસ કાંઇ ન કર્યું. એક જ્યોતિષી આવ્યો હતો. અને રમલના પાસા ફેંકી ભુત, ભવિષ્ય અને વર્તમાન કહેતો હતો. સાંજના બહાર નીકળ્યા. નથુભાઇ કૃપારામને મળ્યા. બાહુદિનભાઈ જુનાગઢના વઝીર પદે હતા તે વખતે નથુભાઇ ખાસ માનીતા માણસ હતા. હાલ તો નિવૃતિ ભોગવે છે. ત્યાર બાદ રા. જમાલ હીરજી દેવાણીએ કાઢેલ સાર્વજનિક વિદ્યાર્થી આશ્રમ જોવા ગયા. જમાલભાઇ પોતે હાજર ન હતા. એમના ભાઈ હતા. આશ્રમમાં વ્યવસ્થા, ચોખાઈ ઉત્તમ છે. જમાલભાઇનો ત્યાગ મહાન છે. અભિલાષાઓ ઉંચી છે. પણ બીચારા પાસે સાધન નથી. ઇશ્વર ઉંધો છે. જેને કામ કરવાની દાનત છે, ઉંચા અભિલાષ છે તેને સાધન અને તક મળતી નથી, અને આળસુ નાલાયક લોકો પાસે બધું હોય છે. પણ એ કામનું શું !

તા. ૨૫-૧૧-૨૫ જુનાગઢ, બુધવાર

સવારમાં સરસામાન પેક કરાવ્યો, આજે જુનાગઢ છોડવાનું હતું પછી લાલબાગ તથા મોતીબાગ જોવા ગયા. બગીચાઓ વેરાન દશામાં છે. સાત વર્ષ પહેલાં આયેંગર

જુનાગઢ સ્ટેટની નોકરીમાં હતા ત્યારે બગીચા સરસ હતા. હમણા પાછા સ્ટેટે તેને બોલાવ્યા છે. એને મળ્યા, વાત ચીત કરી ઘરે આવ્યા, જમ્યા બે વાગે સ્ટેશને આવ્યા, અઢી વાગે ટ્રેનમાં રવાના થઇ જેતલસર જંકશને આવ્યા અને સાડાચારે વડીઆદેવળી સ્ટેશને, નિર્વિઘ્ને ઇશ્વર કૃપાથી પહોંચ્યા. યાત્રામાં ખુબ આનંદ આવ્યો. ઘણા લોકોના પરિચયમાં આવ્યા. મનુષ્ય જીવન કેમ ગાળવું ? ખાવા પીવા અને મોજમાં ? એમતો પશુ પણ જીવન પુરૂં કરે છે, ત્યારે મનુષ્યે વિશેષ કરવાપણુ રહે છે. પણ આ વિચિત્ર દુનિયામાં વિશેષ શું કરવું ? સારૂં કરવું એ પણ બીજાને પોસાતું નથી; ખરાબ કરવું પણ પોસાતું નથી, માણસ ધારે છે કાંઇ અને ઇશ્વર કરે છે કાંઇ.

ફક્ત એકજ પોતાની જે ફરજ હોય તે ગમે તેવા સંજોગો તથા પરિસ્થિતિમાં માણુસે અદા કરવી ફરજ એટલે શું ? સંયોગ અને પરિસ્થિતિ પ્રમાણે ફરજ બદલાય છે તેનો સારાસાર બુદ્ધિથી નક્કી કરવો જોઇએ. અંતરઆત્માની સંમતિથી સંજોગ અને પરિસ્થિતિ પ્રમાણે જે ફરજ જણાય તે કરતાં પાછા ન હઠવું એ મનુષ્ય ધર્મ છે. યાત્રામાં ઇશ્વર કૃપાથી અમને સારાં માણસો મળ્યાં. મથુરામાં ગોર કૃષ્ણલાલ, અયોધ્યામાં ગયાવાળા ગોર શ્યામલાલ બીડલ ને માણસ સુરજવક્ષી અને કલકત્તામાં હરખજીભાઇ વિગેરેએ અમને ખુબ અને ખરા દિલથી મદદ કરી હતી.

સર્વે સ્તરતુ દુર્ગાણિ
સર્વે ભદ્રાણિ પસ્યતુ
સર્વ : કામાન વાપ્નોતુ
સર્વ : સર્વત્ર નન્દતુ